૫૮૨૦

# ગુજરાતી પાંચમા ધોરણની સંક્ષેપ નોટ.

કિંમત છ આના.

૫૦૨૭

# પાંચમા ધોરણની સંક્ષેપ નોટ.

જેની અંદર છઠ્ઠી ચોપડીના પાઠના અર્થ, કવિતાના અર્થ, ઇતિહાસ, ભૂગોળ, લેખન રીતિ, વ્યુત્પત્તિ, વર્ણવિચાર, વ્યાકરણ, દેશી હિસાબ, એ સઘળી બાબતોનો સમાવેશ કરેલો છે.

પ્રગટ કરનાર,

દુર્ગાશંકર જયશંકર આચાર્ય.

લીંબડી—કાઠિયાવાડ.

આવૃત્તિ ૧ લી.

આ નોટ સને ૧૮૬૭ના ૨૫મા આકટ પ્રમાણે રજીષ્ટર કરાવી છે.

અમદાવાદ—"વિજય પ્રવર્ત્તક પ્રેસ"માં છાપી.

સને ૧૮૯૨ -- સંવત ૧૯૪૮.

કિમત ૦—૬—૦.

# प्रस्तावना.

હાલના ગુજરાતી ધોરણોના વિષયોપર વિચાર કરતાં સ્પષ્ટ રીતે જણાઇ આવેછે કે ધોરણોના લગતા વિષયોની ચોપડીઓમાંથી તારણ કાઢયા સિવાય વિદ્યાર્થીને એકપણ વિષય શીખવો સેહલ પડે નહીં. આટલાજ કારણથી સમજુ શિક્ષકો પોતાની અને વિદ્યાર્થીની સુગમતાને સારૂ નોટ ઉતરાવેછે. પણ આવી નોટો ઉતરાવતા વિદ્યાર્થી અને શિક્ષકને એટલી મુશ્કેલી ભોગવવી પડેછે કે ભાગ્યેજ વિદ્યાર્થી સારી સ્થિતિમાં નોટ તૈયાર કરી શકેછે! આ સર્વ અડચણ દૂર થાય, વિદ્યાર્થીને વિષય શીખવા સારૂ તે ચોપડીઓ ખરીદી લાંબુ ખર્ચ કરવું ન પડે, શિક્ષકોને સુગમ પડે એવા હેતુથી આ પ્રયાસ કીધોછે.

આ નોટની અંદર પાંચમા ધોરણને લગતી તમામ બાબતનો સમાવેશ કીધેલો છે. લેખન રીતિ, વર્ણ વિચાર વગેરે બાબતો વિસ્તારથી ગોઠવવામાં આવીછે. સિવાય બીજી બાબતોમાં યોગ્ય પુસ્તકનો આધાર લીધેલો છે.

આ નોટપર સુશિક્ષકો દ્રષ્ટી કરી તેનો ઘટતો ઉપયોગ કરશે, એટલે અમે અમારો પ્રયાસ સફળ થયો ગણીશું. એજ.

તા. ૧ જુલાઈ સને ૧૮૯૨.

લી. દુર્ગાશંકર જયશંકર આચાર્ય.

# गूजराती पांचमा धोरणनी संक्षेप नोट.



## * છઠ્ઠી ચોપડીના અર્થ.

અર્થ કક્કાવાર અક્ષરે લખ્યા છે તેમાં શબ્દ કઇ ભાષાનો છે અને તેનું વ્યાકરણ શું થાય? તે પણ જણાવ્યું છે. માટે સં.=સંસ્કૃત, આ.=આરબી, ફા.=ફારસી હિં=હિંદી, અને મુ.=મુસલમાની ભાષાનો શબ્દ સમજવો. વળી તેની સાથે ના=નામ, સં.=સર્વનામ, વિ.=વિશેષણ, ક્રિ.=ક્રિયાપદ, અ.=અવ્યય કૃ=કૃદંત. એ મુજબ શબ્દોનું વ્યાકરણ પણ જાણવું.

---

### अ.

અ-કળ (અકળિત સં.) વિ.-કળી ન શકાય તેવું.

અખત્યાર (આ. ના.)-સત્તા, અધિકાર.

અખાત (સં.) ના.-ખાડી.

અખૂટ (સં. વિ.) ખૂટે નહિં તેવું.

અગત્ય (સં. ના.) ગરજ, ખપ, જરૂર.

અ-ચળ (સં. વિ.)-ખસે નહિ તેવું.

અ-જ (સં. ના.)-બકરો, બ્રહ્મા.

અજ-ગર (સં. ના.)-મોટો સાપ.

અજમાયશ (ફા. ના.)-તપાસ.

અણીઆરા (ના.)-કમાડની નીચેને અણીદાર પાટો.

અતિ-સાર (સં. ના.)-ઝાડાનો રોગ.

અત્યંત (સં. વિ.)-ઘણું.

અથ-ઇતિ (સં. અ.)-પેહેલેથી છેલ્લે સુધી, તમામ.

અદાલત (આ. ના.)-કોર્ટ, કચેરી ન્યાય સભા.

અદાવત (આ. ના.)-વેર, ઇર્ષા.

અધિપતિ (સં. ના.)-અધીકારી.

અનાડ (વિ.)-જંગલી.

અનુ-કુળ (સં. વિ.)-ગાફક આવતું.

અનુક્રમ (સં. ના)–એક પછી એક, પદ્ધતિ.

અનુ–નાશિક (સં. વિ.)–નાકમાંથી બોલવાના.

અનુસરીને (સં. કૃ)–મળીને.

અનંત (સં. વિ.)–ઘણું, પુષ્કળ.

અપ–કાર સં. ના.)–નુકસાન, ભલાને બદલે ભુંડું.

અપ–માન (સં. ના.)–બેઆબરૂ, તુચ્છકાર.

અપ–રાધ (સં. ના.)–ગુનો, વાંક.

અપ–લક્ષણ (સં. ના.)–ખરાબ ગુણ, નઠારી ચાલ.

અનુ–ભવ (સ. ના.)–માહિતી, અજમાશ.

અપ–વાસી (વિ)–(સં. ઉપવાસી) ભૂખ્યું, લાંઘણું.

અપીલ (અં. ના.)–કોર્ટમાં અરજ કરવી તે.

અ–પંગ (સં. વિ.)–લુલાં, પાંગળાં.

અ–ભય–પદ (સં. ના)–બીક વિનાનું સ્થાન, નિભય સ્થળ.

અભિ–માની (સં. વિ)–ગર્વિષ્ટ.

અભ્યાસ (સં. ના.)–મહાવરો, આપ.

અમલ–દાર (આ, ફા. ના)–અધિકારી.

અમીર (આ. ના.)–ખાનદાન, ઉમરાવ.

અ–મૂલ્ય (સં. વિ.)–ઘણો કિંમતી.

અયાળ (ના)–કેશવાળી.

અરસો (આ ના.)–સમય, વખત.

અર્ક (સં. ના.)–તેજાબ, અતર, સત્વ.

અર્દ્ધ–વર્તુળ (સં. ના.)–અર્ધ ગોળ.

અ–વખાણ્યું ((ક્રિ.)–વખોડી, નિંદા કરી

અવની (સં. ના.)–પૃથ્વી.

અવર (સં. વિ.) બીજા, બાકીના,

અ–વિ–નાશ (સં ના.)–પરમેશ્વર, જેનો નાશ નથી તે.

અવ–લોકન (સં. ના.)–નિરિક્ષા, નિહાળવું.

અ–વ્યવસ્થા (સં. ના.)–ગેરબંદોબસ્ત.

અ–શક્ત (સં. વિ.)–નબળો, કમજોર.

અ–શુદ્ધ (સં. ના.)–બેભાન, વિભ્રાંત.

અસીલ (સં. વિ)–સોજા, ગરીબ.

અસ્ત (સં. ના.)-આથમવું, ન દેખાવું.
અસ્તર (ફા. ના.)-(સં. અસ્તર) પડ, કનર.
અ-સ્વચ્છ (સં. વિ.)-મેલું, મલીન
અજ્ઞાની (સં. વિ.)-અણુસમજું.

## આ.

આકાશ-ચલ્લી (નામ) ઉંચે ઉડવાનો ખેલ.
આગતા-સ્વાગતા (સં. ના.) ચાકરી, બરદાશ.
આગ્રહ (સં. ના.) તાણુ, આતુરતા, વિવેક.
આતુર-તા (સં. ના.)-હોંસ, ઉલટ.
આદર-વી (સં. ક્રિ.) રચવી, સ્થાપવી.
આદર-સત્કાર (સં. ના.) માન,આવકાર.
આપ-વડાઈ (સં. ના.)-પોતાની મોટાઇ, બડાઈ.
આપ-સ્વાર્થી (સં. ના.) મતલબી.
આફત-(આ. ના.)-દુઃખ, વિપતી.
આમદાની (ફા. ના.) ઉપજ, આવક.
આમન્યા (ના.) અદબ, મરજાદ.
આરસ-પહાણુ (ના.) સંગેમરમર.
આરોગ્ય-તા (સં. ના.) સુખાકારી.
આરંભ (સં.ના.) મંડાણુ, શરૂઆત.
આ-વૃતિ (સં. ના.) ફરી થવું તે.
આશ્ચર્ય-કારક (સં. વિ.)-નવાઇ જેવું.
આ-શ્રય (સં. ના.) સ્થાનક.
આ-સ્થા (સં. ના.) ચાહના.
આહીર (ના.)-(સં.આભીર) આયર.
આળ (ના.) છેડ, તોહમત, બટ્ટો.

## ઇ.

ઇતિ-બાર (આ. ના.)-ભરોસો, વિશ્વાસ.
ઇતિ-હાસ (સં. ના.)-તવારીખ, કથા, વૃતાંત.
ઇત્યાદિ-(સં. આ.)-વગેરે, સિવાય.
ઇરાદો (ફા. ના.)-વિચાર, ધારણા.
ઇલાકો (આ. ના.)-એજન્સી, હક, દાવો.
ઇ-સ-(આ. ના.)-ઇસુ, વીસન, ઇસુનું વર્ષ.

## ઉ.

ઉઘાડે-છોક (અ.)-ખુલ્લું, જાહેર.
ઉડાઉ (વિ.) ફકદંડ, ખરચાઉ.
ઉત્તેજન (સં. ના.)-આશ્રય, પુષ્ટી,

ટેકો.

ઉત્પત્તિ (સં. ના.)-પેદાશ, નીપજ.

ઉત્સવ (સં. ના.)-ઓચ્છવ.

ઉદારતા (સં. ના.)-સખાવત, મોટું મન.

ઉદ્દેશ (સં. ના.)-પ્રેરણા, મનોદય,

ઉધારો (ક્રિ.)-ખર્ચો, આપો.

ઉન્મત્ત (સં. ના.)-મસ્તી, તોફાન (વિ.) છકેલ.

ઉપગ્રહ (સં. ના.)-ચંદ્ર, નાનો ગ્રહ.

ઉપની (સં. ક્રિ.)-ઉપજી, થઈ.

ઉપમા (સં. ના.)-ઇલકાબ, શોભા.

ઉપ-સાગર (સં. ના.)-મોટો અખાત

ઉમદા (આ. વિ.)-ઉત્તમ, કિંમતી.

ઉમરાવ (આ. ના.)-હાકેમ, ઉંચા કુળનો, ખાનદાન.

ઉમેદ-વાર (ફા. ના.)-આશાભરેલો, અભિલાષી.

ઉર (સં. ના.)-મન, હૃદય.

## ए.

એકર (સં. ના.)-૪૮૪૦ ચોરસવાર.

એક-પગી (વિ.)-આતુર.

એકો (હીં. ના.)-સંપ, એકદિલ, ગાડી.

એલચી (આ. ના.)-વકીલ.

એશ-આરામ (ફા. ના.-મોજશોખ વિલાસી.

એહેવાલ (ના.)-હકીકત, વર્ણન, બ્યાન.

## ओ.

ઓચરતા (ક્રિ.)-ઉચરતા, બોલતા.

ઓચિંતો (સં. અ.)-એકદમ, એકાએક.

ઓપ (ફા. ના.)-ચળકાટ, નૂર; ઓપી=ઝળકી.

ઓરી (ના.)-સૈયડ, ઓખો.

ઓલાદ (આ. ના.)-વંશ, કુળ, ગોત્ર.

ઓવારણાં (ના.)-રક્ષા, સુખની આશિષ, મીઠડાં.

ઓહદો (આ. ના.)-પદવી, દરજ્જો.

## औ.

ઔષધ-શાળા (સં. ના.)-ઇસ્પિતાલ, દવાખાનું.

## अं.

અંગ-બળ (સં. ના.)-શરીરમેહેનત.

અંગાર (સં. ના.)-ખોટાવરા, ટાંડા.

અંડાકૃતિ (સં. ના.)-ઈંડાનેઆકારે.

અંતર (સં. ના.)-છેટું, તફાવત.

અંત-કાળ (સં. ના.)-મરણસમો.

અંતઃકરણ (સ. ના.)-દિલ, મન.
અંબાર (સં. ના.)-ગંજ, ઢગલો.
અંશ (સં. ના.)-ભાગ, ટુકડો.
આંચ (ના.)-(સં. અર્ચિ) ઝળ, તાપ.
ઇંગ્લિશ (અં. વિ.)-અંગ્રેજી.

## क.

કટ (સં. ના.)-કેડ.
કઠોર (સં. વિ.)-કઠણ, કડક, નિર્દય.
કડાકા (હિં. ના.)-લાંઘણ, અપવાસ.
કતલ (આ. ના.)-કાપાકાપી, શિરછેદ.
કથી (સં. ક્રિ.)-કહી
કદ (આ. ના.)-બાંધો, ઘાટ, કાઠું, પ્રમાણ.
કબજો (આ. ના.) માલિકી, તાબો.
કબીલો (આ. ના.)-બટલો, બૈરાં છોકરાં.
કમ-જોર (ફા. વિ.)-નાકૌવત, અશક્ત.
કમ-બખ્તી (ફા. ના.)-ભુંડા હાલ, દુર્દશા.
કર (સં. ના.)-વેરો, ટાકસ, હાથ.
કરડા વિ.)-કપરા, વાંકા, આકરાં.
કરામત (આ. ના.) કુદરત, કારીગરી, હીકમત.
કર્ણ (સં. ના)-કાન.
કલ્પના (સં. ના.)-વિચાર, તર્ક.
કલ્પીત (સં. વિ.)-બનાવટી.
કલ્પાંત (સં. ના.)-વલોપાત, આક્રંદ, કલ્પાંત.
કવાયદ (આ. ના.)-કસરત, પરેડ.
કાફર (આ. ના.)-નાસ્તીક, શેતાન.
કાફલો (આ. ના.)-સંઘ, બારકસો, ટોળું.
કારી (અં. ના.)-ખુંદનો કાવો.
કામની (સં. ના.) સ્ત્રી.
કાયમ (આ. અ.)-બહાલ, મુકરર, સ્થિર.
કાલાવાલા (ના.)-ખુશામત, આજીજી.
કાવતરૂં (ના.)-દગો, પ્રપંચ, તરકટ.
કાષ્ટ (સં. ના.)-લાકડાં.
કાસળ (ના.)-નીકંદન, નબેદ.
કિમિયો (આ. ના.)-સોનું રૂપું બનાવટી ધુતારો.
કુકર્મ (સં. ના.)-બુરાં કામ.
કુચ્છ (આ. ના.)-ઉકાંતરી, ઉપડતું.
કુરાન (આ. ના.)-મુસલમાનનું ધર્મ પુસ્તક.
કૃત્ય (સં. ના.)-કામ, કાર્ય.
કૃતઘ્ની (સં. વિ.)-નિમકહરામ.
કૃતજ્ઞી (સં. વિ.)-નિમકહલાલ.
કેદ-ખાનું (આ. ફા. ના.)-જેલ, બુ-

રંગ, બંધીખાનું.
કેપ (અં. ના.)–ભુશિર.
કોઠી (ના.)–(સં. કોષ્ઠ) વખાર, છાવણી.
કોડ (ના.)–(સં. કુહ) રોગ, ભાવ, હોંશ.
કોલકરાર (આ. ના.)–દસ્તાવેજ, કબુલાત, તહનામું.
કોહિનૂર (ફા.ના.)–રત્ન, ઉમદાહીરો.
કૌતક (સં. ના.)–આશ્ચર્ય, નવાઈ.
કૌવત્ત (આ.ના.) તાકાદ, જોર, શક્તિ
કંચન (સં. ના.)–સોનું, હેમ.
કંથ (સં. ના.)–સ્વામી, ધણી.
કાંગારૂ (અં. ના.)–એક જાતનું હરણ.
ક્રિયા (સં. ના.)–વિધિ, જુગ્તી, કારજ.
ક્રૂર (સં. વિ.)-સખ્તદિલ, નિર્દય.
ક્રોધ (સં. ના.)–ખુન્નસ, ઝેર.
કલેકટર (અં. ના.)–જિલ્લાનો મેહેસૂલી અધિકારી.
ક્વચિત (સં. અ.)–કદાપિ, ભાગ્યેજ ક્વ.
ખચ્ચર (હિં. ના.)–ફુલઘોડા, ટટ્ટુ.
ખજાનો (આ. ના.)–તીજોરી, કોશ, ભંડાર.
ખટ (વિ.)–(સં. ષટ્) છ, ૬.
ખડક (ના.)–ખરાબો.
ખાખાવીખી (ના.)–ભંગાણ, પડતી નાશભાગ.
ખાતર-નિશા (આ. ના.)–ખાતરી, વિશ્વાસ.
ખાનગી (ફા. વિ.)–ગુપ્ત, છાનું.
ખાન-દાન (આ. વિ.)–ઉંચુકુળ આબરૂદાર.
ખાન પાનાદિક (સં. વિ.)–ખાવું, પીવું વગેરે.
ખાનું (ફા. ના.)–ઠેકાણું.
ખાપણ (ના.)–ખોડ, કલંક, એબ.
ખાસો (આ.વિ.)–મજેનો, બરાબર.
ખીદમત ગાર (ફા. ના.)–સેવક, હજુરી.
ખુલાસો (આ. ના.)–તોડ, નીકાલ, છૂટ ચોખ્ખેવાળ.
ખુશામતીઆ (ફા. ના.–ગરજાઉ.
ખૂબ-સુરત (ફા. આ. વિ.)–રૂપાળું.
ખેતાબ (આ. ના.)–ઇલકાબ, પદવી.
ખોડો (હિં. વિ.)–લંગડો.
ખોપરી (હિ. ના.)–તાલકી.
ખંજર (ના.)–કટારી.
ખંડણી (ના.)–મેહેસુલ, જમાબંદી.

ખંડિત (સં. વિ.)-ઉણું, ભાંગેલું, ખાંડો.

ખ્યાતિ (સં. ના.)-આબરૂ, કીર્ત્તિ.

ખ્યાલ (આ. ના.)-તર્ક, વિચાર.

ખ્રિસ્તિ (વિ.)-ઇસુનો ધર્મ પાળનાર, વિશ્વાસી.

### ग.

ગહ્વા (સં. ના.)-મોટા પત્થર.

ગગારૂં (હિં. ના.)-ગાબડું, માર્ગ.

ગસાડી (હિં. ના.)-ધરેડી.

ગરથ (સં. ના.)-પૈસા, દામ.

ગરદન (ફા. ના.)-ડોક, ગળું.

ગરાડ (હિં. વિ.)-મોટા, ઉંચા.

ગવર્નર (અં. ના.)-સૂબો, વડોહાકેમ

ગાજ (અં. ના.)-ઝીંણું લુગડું.

ગાણીઆ (ના.)-એક જાતના સોનાના સિક્કા.

ગારૂડી (સં. ના.)-મદારી, વાદી.

ગિની (અં. ના.)-૧૦॥ રૂપિઆનો સોનાનો સિક્કો.

ગિરિ (સં. ના.)-પર્વત.

ગુનેગાર (ફા. વિ.)-અપરાધી.

ગુપ્ત (સં. વિ.)-ગુઢ, છાનું.

ગુહા (સં. ગુહા.)-ભોયરૂં.

ગુમાવોછો (ફા. ક્રિ.)-ગાળોછો, ફોકટ કાઢોછો.

ગુર્જરી (સં. વિ.)-ગુજરાતની.

ગુસ્સો (આ. ના.)-ક્રોધ.

ગેર-આબરૂ (આ.ફા.ના.)-અપમાન.

ગેર-બંદોબસ્ત (આ. ફા.ના)-અંધેર.

ગેર-વ્યાજબી (આ. વિ.)-અન્યાય, ખોટું.

ગોખ (હિં. ના.)-ગવેશ, ઝરૂખો.

ગોટા (ના.)-તોરા, ગુચ્છા, ગજરા સં. ગુ. કા.)

ગોડીઉં (ના.)-સંચાથી કંતાએલું સુતર.

ગોરી (સં. ના.)-સ્ત્રી.

ગોસાંઇ (સં. ના.)-સાધુ, જોગી, (સં. સ્વામી.)

ગોહત્યા (સં. ના.)-ગાયની ઘાત.

ગંભિર (સં. વિ.)-ભારેખમ, ગરવો

ગ્યાસ (અં. ના.)-હવા.

ગ્રહ ગતિ (સં. ના.)-તારાનું ફરવું.

ગ્રાનેટ (અં. ના.)-કાળમીંઢ પત્થર.

ગ્રેટ બ્રિટન (અં. ના.)-અંગ્રેજ લોકોનો દેશ. (ઇંગ્લંડ, સ્કાટલાંડ વેલ્સ).

ગ્રંથકાર (કર્ત્તા) (સં. ના.-પુસ્તક રચનાર.

## ઘ.

ઘન (સં. વિ.)–નક્કર ત્રણ તરફનું માપ.

ઘા (હિં. ઘાવ. ના)–જખમ. ઝટકો, (સં. ઘાત)

ઘાણુ (ના.)–સોથ, ઘાણુવો, (સં.ઘુણુ.)ઘ. મસાણ.

ઘાતકી (સં. વિ.)–નિર્દય, પાપી.

ઘુમટ (ના)–ઘેર, ફેરાવો.

ઘોર (સં. વિ.)–ભયંકર.

## ચ.

ચપળ (સં. વિ.)–ચંચળ, નાસવંત.

ચલુ (અ.)–હમેશાં, ચાલતું.

ચક્ષુ (સં. ના.)–આંખ, નેત્ર.

ચાબક (ફા. ના.)–ચાબખો, ફડકો.

ચારઠ (ના.)–બગી, ચાર પૈડાની ગાડી.

ચાલાક (ફા. વિ)–ચંચળ, ચકોર.

ચીકન (ફા. ના.)–રેશમી ભરત.

ચીફ-કમિશનર (અં ના.)–વડો અધિકારી, હકસાઈ લેનાર.

ચુવા (હિં. ના.)–પાણી ચુએ તે, ઉંદર.

ચેલો (હિં. ના.)–શિષ્ય, સાગીત, (રાં. ચેટ).

ચોરસ (સં. વિ.)–(સં. ચતુરસ્ત્ર) ચોખંડી.

ચોકસાઈ (હિં. ના.)–બારીક તપાસ, જાપતો.

ચંપક (સં. ના.)–ચંપાનું ઝાડ.

ચાંચીઆ (ના.)–દરિઆઈ લૂંટારા.

## છ.

છક (હિં. અ.)–(સં. ચકિત) તાજુબ, દીંગ.

છબી (સં. ના.)–(આ. સબી) ચિત્ર, ફોટોગ્રાફ, તસબીર.

છળ–ભેદ (સં. ના.)–દગોફટકો.

છાતી (હિ. ના.)-હિંમત, હામ.

છાલકા (હિં. વિ)–તોછડાં, હલકાં.

છાવણી (હિં. ના.)–પડાવ, મુકામ, કાંપ.

છીનાવી (હિં. કૃ.) પડાવી, ખૂંચી.

છીપે (ક્રિ.)–મેટ, ઓલવાય.

છોટાપણે (ના.)–નાનપણે, બાળપણે.

છંદ (સં. ના.)–લત, વ્યસન.

## જ.

જજીયા વેરો (આ.ના.)–જાત્રાનો કર. મુડકું.

જઠર (સં. ના.) પેટની કોથળી.
જડજ (અં. ના.)—વડો ન્યાયાધિશ
જનાન-ખાનું (ફા. ના.)—રાણીયોને રહેવાનો મેહેલ.
જપ્તિ (આ. ના.)—કબજો, ટાંચ.
જમા-બંદી (આ. ફા. ના.)—વસુલાત, ખંડણી.
જમાવ (હિં. ના.)—સંગ્રહ.
જર (આ. ના.)—પૈસા, દ્રવ્ય.
જરૂરીયાત (આ. ના.)—ખપ.
જલદ (ફા. વિ.)—તિક્ષણ, આકરો.
જહાંજ (હિં. આ. ના.)—મોટા વહાણ, નાવ.
જળચર (સં. ના.)—જળના જીવ.
જાગીર (ફા. ના.)—ગરાસ.
જાદુ-ગર (ફા. ના.)—ધતારો.
જામ (સં. ના.)—(સં. યામ) રાજા, પ્યાલું, પોહોર.
જાહેર (આ. અ.)—ખુલ્લું.
જીવિત (સં. ના.)—જીવતર, આયુષ્ય.
જુજ (આ. વિ.)—થોડી, જરા.
જુલાબ (ફા. ના.)—રેચ.
જુવાળ (ના.)—ભરતી, ચડતી લહેર, છોળ.
જોઈંટ-માજીસ્ટ્રેટ (અં. ના.)—માજીસ્ટ્રેટને મદદ કરનાર.
જંગમ (સં. વિ.)—લઈ જવાય એવી.
જંજાળ (હિં. ના.)—ખટપટ.

## ઝ.

ઝભો (હિ. ના.)—ડગલો ઢીલો જામો.
ઝરપે છે (ક્રિ) ટપકે છે.
ઝરૂખો (હિં. ના.)—ગોખ, રવેશ.
ઝાળ (ના.)—(સં. જવાળા) આંચ, બળતરા.
ઝૂઝે (રિં. ક્રિ.)—લડે, વઢે, ધૂમે.
ઝૂમખા (હિં. ના.)—ચોકડા, થાપડા.
ઝૂંગણું (ના.)—કોટીઉં.
ઝાંઝ—(ના.)—રીસ, તામસ.
ઝુંડ (હિં. ના.)—જથ્થો, ટોળું.

## ટ.

ટુકડી (હિં. ના.)—વર્ગ, ક્લાસ.
ટંકશાળ (સં. ના.)—સિક્કા પાડવાનું કારખાનું.

## ઠ.

ઠઠ્ઠ (ના.)—મેદની, ભીડ, ભરાવો.
ઠાઠ (હિ. ના.)—દબદબો, ભભકો.
ઠોઠ (વિ.)—મૂર્ખ, અભણ.

ડ.

ડાટ (ના.)–કાસળ, નખોદ, વિપરીત.
ડેડ-સી (અં. ના.)–મૃત્યુ સરોવર (તુર્કસ્તાનમાં)
ડોળ (ના.)–ભભકો, મિથ્યાભીમાન, ફીસીઆરી.

ઠ.

ઠબ (હિં. ના.)–છટા, રોનક, ઢાળ, ઇમારત.
ઠબુ (ના.)–અરધો આનો.

ત.

તક (ના.)–વખત, સમય.
તત્પર (સં. અ.)–તૈયાર, હાજર.
તદ્બીર (આ. ના.)–યુક્તિ, ચાતુરી.
તન-દુરસ્તી (ફા. ના.) આરોગ્યતા.
તરી (સં. વિ.) દરિઆઈ રસ્તો.
તર્ક (સં. ના.)–વિચાર, ખ્યાલ.
તર્જુમો (આ. ના.)–ભાષાંતર.
તવારીખ (આ. ના.)–ઇતિહાસ, વૃતાંત.
તવંગર (ફા. વિ.)–ધનવાન, શ્રીમંત.
તસદી (આ. ના.)–મેહેનત.
તાત-માત (સં. ના.) માબાપ.
તામસી (વિ.)–ક્રોધી.
તાલે-વર (આ. વિ.)–પૈસાદાર.
તિરકસ (ફા. વિ)–ત્રાંસી, વાંકી.
તીજોરી (ના)–(અં. ત્રીઝરી) ખજાનો, કોશ.
તીક્ષ્ણ (સં. વિ.)–ધારીલ, તીવ્ર.
તુલ્ય (અં. વિ.) બરાબર, સરખું.
તુલા (સં. ના.)–તોલ.
તેજી (ના.)–ચળકાટ, નૂર, તેજ.
તંગી (ફા. ના.)–તાણ, ટોટો, અછત.
ત્રિકોણા-કૃતિ (સં. ના)–ત્રણખૂણનો આકાર.
ત્રુટી (સં)–તુલ્યમાન.
ત્વચા (સં. ના.)–ચામડી.

થ

થાવર (વિ.)–(સં. સ્થાવર) જડ, ખસે નહિ એવું
થેલી (ફા. ના.)–કોથળી.
થોભીને (હિં. કૃ.)–ઝાલીને (સં. સ્તંભ)

દ.

દરકાર (ફા. ના.)–પરવા.
દરજ્જો (આ. ના.)–પદવી, ડીગ્રી.
દરીદ્રી (સં. વિ.)–કંગાલ, દાલદરી.
દલીલ (આ. ના.)–સબબ, કારણ ભારી.

દવાઈ-દુવાઈ (હિં.ના.)—આણ, દુવા.
દળ (સં. ના.)—વાદળા, સૈન્ય.
દીવાન-ગીરી (ફા. ના.)—કારભારીનું કામ. (દીવાની—મુલકી)
દુરસ્ત (ફા. વિ.)—સારૂં, સાફ.
દુરાચરણ (સં. ના.)—અપલક્ષણ, ખરાબ ચાલ.
દુર્ગંધિ (સં. ના.)—બદબો.
દુર્રાની (ફા. ના.)—પઠાણની જાત, અબદલી લોકો.
દુર્વ્યસન (સં. ના.)—ખરાબ ટેવ,લત.
દ્દષ્ટી (સં. ના.)—નજર, નિઘા.
દો-આબ (ફા. ના.)—બે પાણી વચ્ચેનો મુલક.
દોસ્તી-દાવે (ફા. ના.)—મિત્ર ભાવે.
દંતુશળ (સં. ના.)—હાથી દાંત.
દીંગ (અ.)—અજબ, છક.
દ્વાર (સં ના.)—બાર, ઘર.
દ્વીપ (સં. ના.)—બેટ, ટાપુ.
દ્વેષ-ભાવ (સં.ના.)—ઈર્ષા, અદેખાઈ.

ધ.

ધકે (ના.)—હૈયે, મનમાં.
ધનવંત (સં. વિ.)—પૈસાદાર.
ધમકી (હિ. ના.)—ધુરકી, ડારો.
ધર્માત્મા (સં.ના.)—ધર્મી, પુણ્યવાન.
ધામ (સં. ના.)—જાગ, ઠેકાણું, તિર્થ.
ધામધુમ (હિં. ના.)—ઠાઠમાઠ, દબદબો.
ધાસ્તી (હિં. ના.)—બીક, ભય, ફીકર.
ધિક્કાર (સં ના.)—તિરસ્કાર, ફિટકાર, તુચ્છકાર.
ધીર (સં. વિ.)—ધીરજવાન.
ધોરણ (સં. ના)—રસ્તો, રિત, નિયમ.

ન.

નક્કાર (હિં.ના.)—ના. (આ. ઇનકાર.)
નમસ્કાર (સં. ના.)—હાથજોડીનમવું.
નમ્રતા (સં. ના.)—નરમાશ, નમનતાઇ, સાલસાઇ.
નર્યા (વિ.)—તમામ.
નવીન (સં. વિ)—નવું.
નાદ (સં. ના.)—સાદ, અવાજ.
નામર્દ (ફા. વિ)—કમજોર, બાયલો,
ના લાયક (ફા. આ. વિ.)—અયોગ્ય, નાપાસ.
નાસ્તિક (સં. ના.)—પરમેશ્વર નથી એવું માનનાર (ન+આસ્તિક.
નિમક-હલાલ (ફા. વિ.)— કૃતજ્ઞ, હક કરનાર,

નિમાજ (ફા. ના.)–બંદગી, પ્રાર્થના, બાંગ.
નિયમ (સં. ના.)–ધારો, કાયદો,
નિરપરાધી (સં. વિ.)–વાંક વિનાનો.
નિરૂદ્યમી (સં. વિ.)–ધંધા વિનાનો.
નિર્લજ (સં. વિ.)–લાજ વિનાનો.
નિવાજે (ફા. ક્રિ.)–બક્ષીસ મળે.
નિશ્ચય (સં. ના.)–નક્કી ઠરાવ.
નિશ્ચળ (સં. વિ.)–અચળ.
નિષ્ફળ (સં. વિ.)–મીથ્યા વ્યર્થ.
નિંદા (સં. ના.)–ચાડી, ખોદણી.
નીકોરી (ના.)–ખાળ.
નીરમ (ના.)–ભાર.
નીશો (ના.)–કેફ.
નેસ્તી (ના.)–મોદી, અનાજ તેલ વેચનાર.
નેહેર (ફા. ના.)–ખાઇ.

### પ.

પકવાન (સં. ના.)–જમણ. સુખડું.
પટ (સં. ના.)–અસર, પનો, વસ્ત્ર.
પટુ (ના.)–ઊનનું કપડું.
પતરાજી (ફા. ના.)–શેખી, બડાઇ, બેડસાઇ.
પતંગ (હિં. ના.) ફનકવો, રંગ.
પત્ર (સં. ના.)–કાગળ, પાંદડું.
પદવી (સં. ના.)–હોદ્દો.
પરમ–દયાળુ (સં. વિ.)–બહુ કૃપાળુ, મોટી મેહેરવાળો.
પરવાનગી (ફા. ના.)–રજા.
પરહરવું (સં. ક્રિ.)–તજવું.
પરાક્રમ (સં. ના.)–બહાદુરી.
પરા–જય (સં. ના.)–હાર.
પરાધિન (સં. વિ.)– પરતંત્ર, પારકે તાબે.
પરિઘ (સં. ના.)–ઘેર, ઘેરાવો.
પરિણામ (સં. ના.)–ફળ, હાંસલ, છેવટ.
પરિ–પકવ (સં. વિ.)–પુરું પાકેલું.
પલટણ (હિ. ના.)–લશ્કરની ટુકડી.
પવિત્ર (સં. વિ.)–નિર્મળ, ચોખ્ખા.
પક્ષપાત (સં. ના.)–તરફદારી, વગસગ.
પાત્ર (સં. ના.)–વાસણ, લોટ; યોગ્ય.
પાદરી (અ. નામ)–અંગ્રેજનો ધર્મ ગુરૂ, ગોર.
પારદર્શક (સં. વિ.)–જેમાંથી આરપાર દેખાયતે.
પાશ (સં. ના.)–અસર, પટ, સાનુ

પાસા (ફા. ના.)–(સં. પાશક) પેહેલ.
પુખ્ત (ફા. વિ.)–પાકી.
પુનઃવિવાહ (સં. ના.)–ફરીથી લગ્ન કરવું.
પુરાણ (સં. ના.)–કથા, શાસ્ત્ર,જૂનું.
પુષ્ટ (સં. વિ.) મજબૂત.
પુષ્પ (સં. ના.)–ફુલ.
પુસ્તક–શાળા (સં. ના.)–લાયબ્રેરી.
પૂર (સં. ના.)–ભરતી પાણીનુંપુર.
પૂરણ–પ્રતાપ (સં. ના.)પરમસુખ.
પૃષ્ટ (સં. ના.)–પાનાની એક બાજુ, અરધું પાનું.
પેગંબર (ફા. ના.)–મુસલમાનનો ધર્મ ગુરૂ.
પેદલ (ફા. ના.)– પગે ચાલનાર લશ્કર (સં. પાયદલ.)
પેનસીલ (અં. ના.)–શીડર પેન.
પેરવી (ફા. ના.)–તજવીજ, તપાસ.
પેશવાઇ (ફા.)–દીવાનનું કામ (પેશ–આગળ)
પોલીસ–કમિશનર (અં. ના.)–ગુન્હા પકડનાર વડો અધીકારી.
પોશાક (ફા. ના.)–પેહેરવેશ, લેબાસ.
પૌત્ર (સં. ના.)–દીકરાનો દીકરો.

પંથ (સં. ના.)–રસ્તો માર્ગ.
પુંજ (સં. ના.)–ઢગલો (પુંજી,ધન.)
પ્રકરણ (સં. ના.)–ભાગ, ભાગ, સ્કંધ.
પ્રકાર (સં. ના.)–રીત, તરેહ.
પ્રકાશીત (સં. વિ.)–તેજવાળો.
પ્ર–કૃતિ (સં. ના.)–તબીયત.
પ્રત (ના.)–નકલ, કોપી.
પ્રતિ (સં. ના.)–વ્યાઘાત, પડદો.
પ્રતિમા (સં. ના.)–મૂર્તિ.
પ્રતિષ્ઠા (સં.ના.)–સ્થાપના, આબરૂ.
પ્રત્યેક (સં. વિ.)–દરેક.
પ્રપંચ (સં. વિ.)–ઢોંગ, દગો.
પ્રમાણિક (સં. વિ.)–સાચો, અદલ.
પ્રમુખ (સં. ના.)–અધ્યક્ષ, સરનશીન.
પ્રશ્નોત્તર (સં. ના.)–સવાલ જવાબ.
પ્રવાસી (સં. ના.)–મુસાફર.
પ્રસંગ (સં. ના.)–વખત, જોગ.
પ્રાચિન (સં. વિ.)–જૂનું પુરાણું.
પ્રિય (સં. વિ.) વહાલું.
પ્રીછ (ક્રિ.)–જાણ.
પ્લમ્બેગો (અં. ના.)–કોયલાને લોઢાનો મીસક પદાર્થ.

### फ.

ફતેમારી (આ. ના.)–મોટા બતેલા.
ફતે (આ. ના.)–જય.
ફાટફૂટ (આ. ના.)–કુસંપ.
ફિતુર (આ. ના.)–બંડ, તોફાન.
ફિરંગી (ફા. ના.)–પોર્તુગીઝ લોકો.
ફુટ (અં. ના.)–બાર ઇંચ, અરધો ગજ.
ફુરસદ (આ. ના.)–નવરાશ.
ફોજદાર (આ. ના.)–ફોજનો ઉપરી.
ફેંસલો (આ. ના.)–ચુકાદો, નિવેડો.

### ब.

બખશિશ (ફા. ના.)–ઈનામ, જનરાણું.
બખોલ (હિં. ના.)–બો, બાડ.
બખ્તર (ફા. ના.)–લોઢાનો અંગરખો.
બટન (અં. ના.)–બોરીયું બુટાન.
બતેલા (ના.)–ફતેમારીથી નાનાં વહાણ, હોડકાં.
બદ-ચાલ (ફા. ના.)–કુલક્ષણ.
બદ-પરહેજી (ફા. ના.)–કરી ન રાખવી તે.
બદ-બો (ફા. ના.)–દુર્ગંધ, નઠારી વાસ.
બર-તરફ (ફા. આ. વિ.)–ઉચાગર.
બલવો (હિં. ના.)–દંગો ફિતુર.
બલુન (અં. ના.)–હવાઇ, ફાનસ, વા ભરેલી કોથળી, ગબારો.
બહાનું (ફા. ના.)–મીસ.
બહાલ (ફા. આ. વિ.)–મુકરર, કાયમ.
બાયલા (વિ.)–હીજડા, નામર્દ, ફોશી.
બાજી-ગર (ફા. ના.) વાદી, ગારૂડી.
બાતમી (મ. ના.)–ખબર, પત્તો.
બાબત (ફા. ના.)–વિષય.
બાબા-શાઈ (ના.)–વડોદરીઓ.
બારકસ (ફા. ના.)–વહાણ.
બારીક (ફા. વિ.)–ઝીણું.
બિલકુલ (આ. વિ.)–તમામ, તદ્દન.
બુદ્ધિવાન (સં. વિ.)–અક્કલવાન.
બુરખો (આ. ના.)–મોં પરનો પડદો, ઘુંઘટ, ઘૂમટો.
બે-ગમ (ફા. ના.)–બાદશાહની ઓરત.
બે-ભાન (ફા. ના.)–ભાન વિના.
બે-શુદ્ધ (ફા. સં. વિ.)–ભાન વિના.
બે-સુમાર (ફા. વિ.)–અનગળ, અપાર.
બૈબલ (અં. ના.)–ખ્રિસ્તી ધર્મ પુસ્તક.

બૌદ્ધ (સં. ના.)—એક ધર્મ, વિષ્ણુનો નવમો અવતાર.
બંડ (ફા. ના.)—(સં. ખંડન) હુલ્લડ.
બંદગી (ફા. ના.)—પ્રાર્થના.
બંદોબસ્ત (ફા. ના.)—વ્યવસ્થા ગોઠવણ.
બંધન (સં. ના.)—દોરી, પાટો.
બિંદુ (સં. ના.)—ટપકું, મીંડું.
બિંબ (સં. ના.)—પ્રકાશ.
બુંદ (હિ. ના.)—કાવો.
બેંક–નોટ (અં. ના.)—કાગળ કે ચામડાનું ચલણ.
બ્રિટિશ (અં. વિ.)—અંગ્રેજી.
બ્લાટિંગ (અં. વિ.)—સહી ચુસનારા.

## ભ.

ભભકાર (ના.)—ઝળઝળો.
ભમરી (ના.)—ઝીવડો, ચકરી, તમસ.
ભયાદિક (સં. વિ.)—બીક વગેરે, ધાસ્તી જેવું.
ભરત–ખંડ (સં. ના.)—આર્યા દેશ, હિંદુસ્તાન.
ભવિષ્ય (સં. ના.)—આવતો વખત, નસીબ.
ભાંખે (ક્રિ)—(સં. ભાષ્ય) બોલે.
ભાગવત (સં.)—ભગવત પુરાણ શાસ્ત્ર.
ભાગ્ય–દશા (સં. ના.)—નસીબ, દૈવ, પ્રારબ્ધ.
ભાગ્યે (સં. અ.)—જવલ્લે, ક્વચિતજ.
ભાથું (ના.)—ખોરાકી. ભતું.
ભિસ્તી (મુ. ના.)—પખાલી.
ભીડ (ના.—ગરદી, મુશીબત.
ભૂ–તળ (સં. ના.)—પૃથ્વીપર.
ભુષણ (સં. ના.)—ઘરેણું, શણગાર.
ભેદ (સં. ના.)—મર્મ, તફાવત.
ભંડોળ (ના.)—પંત્યાળુ, થાપણ, શિલિક.
ભ્રમ (સં. ના.)—વહેમ, ઉંધી સમજ.
ભ્રાંત (સં. ના.)—વહેમ, શક.

## મ.

મગરૂરી (આ. ના.)—ગર્વ, લુંડાઇ, અહંકાર.
મજબૂત (આ. વિ.)—જોરાવર, ઘાંગુ, પુષ્ટ.
મત (સં. ના.)—વિચાર, બુદ્ધિ, મતિ.
મતલબ (ના.)—સાર, તાતપર્ય.
મદદ (આ. ના.)—કુમક, આશરો.
મદારી (ફા. ના.)—બાજીગર, વાદી.
મધ્યાકર્ષક (સં. વિ.) મધ્યમાં ખેંચનાર.

મનવાર (અં. ના.)–લડાઇનું વહાણ, નૌકા.
મના (આ. ના.)–બંધી.
મનોરથ (સં. ના.)–મનની ઇચ્છા.
મનો–રંજક (સં. વિ.)–(મન–કરંજક) ખુશનુમા.
મરકી (ના.)–રોગચાળો.
મરજાદ (ના.)–(સં. મર્યાદ) અદબ, અંદાજો, સીમા.
મર્દાની (ફા. વિ.)–મરદ લાયક.
ગર્ભ–સ્થાન (સં. ના.)–સુંવાળી જગ્યા.
મલકતું (કૃ.)–હસતું.
મસક (ફા. ના.)–ચામડાની કોથળી, પખાલ.
મસલહત (આ. ના.)–વિચાર, ગોઠવણ.
મસ્જિદ (આ. ના.)–મસીદ.
મહત્ત્વ (સં. ના.)–મોટાઇ, કદ.
મહા–ભારત (સં. ના.)–કૌરવ પાંડવનું યુદ્ધ વર્ણન.
મહાવરો (આ. ના.)–અભ્યાસ, આખેપ.
માજિસ્ટ્રેટ (સં. ના.)–ન્યાયાધીશ.
માતબર (આ. વિ.)–મોટા, ભારી.
માફક (આ. અ.)–દુરસ્ત, પસંદ.
મામલત–દાર (આ. ફા. ના.)–વસુલાત ઉઘરાવનાર.
મિતાહારી (સં. વિ.)–માફક ખાનાર. નિયમ જેટલું જમનાર.
મિત્ર–ભાવે (સં. ના.)–દોસ્તી દાવે.
મિથ્યા (સં. વિ.)–વૃથા, ફોકટ.
મિનિટ (અં. ના.)–આઢી પળ.
મિલકત (આ. ના.)–માલમતા.
મીઆનો (આ. ના.)–પાલખી, સુખપાલ.
મુકર્દમ્મા (આ. ના.)–દાવા, કજીઆ.
મુકરર (આ. વિ.)–ઠરાવેલી, બહાલ.
મુકાબલો (આ. ના.)–સરખામણી.
મુખ્ય–ત્વે (સં. અ.)–)–ઘણું કરી, સો વસા.
મુદ્દત (આ. ના.)–મેહેતમ, વરધી.
મુરબ્બી (આ. વિ.)–મેહેરબાન, ઉપરી.
મુસાફર (આ. ના.)–પ્રવાસી, વટેમાર્ગુ.
મુશ્કેલ (આ. વિ.)–અઘરૂં.
મૂર્ત્તિ–પૂજક (સં. વિ.)–મૂર્તિ પૂજનારા.
મૂળ–સ્વભાવ (સં. ના.)–જાતિ સ્વ-

ભાવ, ખાસીયત.
મૃત્યુ (સં. ના.)—મરણ મોત.
મેખો(ફા.ના.)—ખીલીઓ,ખીટીઓ.
મેજ (ફા. ના.)—ટેબલ.
મેહેરબાની (ફા. ના.)—રેહેમ નજર, કૃપા.
મેહેસૂલ (આ. ના.)—જમાબંદી.
મૈલ-માઈલ (અં. ના.) અર્ધો ગાઉ.
મોજ (આ. ના.)—મઝા
મોદી (ફા. ના.)—સીધું સામાન વેચનાર.
મોસમ (ફા. ના.)—ઋતુ.
મોહોર (ફા. ના.)—સિક્કો, નિશાની, સોનાનું નાણું.
મંગળ (સં. ના.)—કલ્યાણ, ગ્રહનું નામ, ગીત.
મંજુર (આ. વિ.)—બહાલ, કાયમ, પાસ.
મુંબાઈ-ગરો (હિં. ના.)-કંપની, રૂપિયો.

## ય.

યથા-સ્થિત (સં. વિ.)—બરાબર ખરી હતી તેવી.
યાર્ડ (અં. ના.)—ત્રણફુટ, વાર.
યુક્તિ (સં. ના.)—તદબીર, હિકમત.
યુદ્ધ (સં. ના.)—જુદ્ધ, લડાઈ,સંગ્રામ.
યૂરોપિઅન (અં. ના.)—યુરોપના રહેવાશી.
યોગ (સં. ના.)—મેળાપ, જોગ, સમય.
યોગ્ય-તા (સં. ના.)—લાયકી.
યંત્ર (સં. ના.)—સંચો, સીકંજો.

## ર.

રકમ (આ. ના.)—જથ્થો, આંકડો.
રચના (સં. ના.)—બનાવટ,કારીગરી.
રજ (સં. ના.)—રજ્જ, ધૂળ, કણી.
રજુ (આ. વિ.)—હાજર, હજુર.
રબર (અં. ના.)—ડાઘા કાઢવાનો ચીકણો પદાર્થ
રવો (ના.)—કણી, દાણો.
રસિક (સં. વિ.)—રસાળ, પ્રેમી.
રસી (ફા. ના.)—(સં. રશ્મિ)દોરી,પટ.
રહિત (સં. અ.)-વિના, વગર.
રક્ષણ (સં. ના.)—સંભાળ, બચાવ.
રાજધાની (સં. ના.)—રાજનગર, મુખ્યશેહેર.
રાજ-પાટ (સં. ના.)—રાજગાદી.
રાજ-પિતા (સં. ના.)—રાજનું રક્ષણ કરનાર.

રાજ-ભ્રષ્ટ (સં. ના.)–ગાદીપરથી ઉ-ઠાડવું.

રાજ્યાભિષેક (સં. ના.)–ગાદીએ બેસવાની ક્રિયા.

રાણો (ફા. ના.)–(સં. રાજ્ઞ)રાવરાજા.

રામજણી (ના.)–ગણિકા, નાયકા, ગાનારી.

રાશી (સં. ના.)–ઢગલા, જાત.

રાહ-દારી (ફા. વિ.)–રસ્તાનું, વટેમાર્ગુ.

રિવાજ (આ. ના.)–રસમ, ધારો.

રીબાવીને (કૃ.)–રગડીને, કનડીને.

રીમ (અં. ના.)–વીશ ધા.

રૂશવત-ખોર (આ. વિ.)–લાંચીઓ.

રેણી (સં. ના.)–(સં. રજની)રાત્રી, આચરણ.

રેલ-વે (અં. ના.)–લોઢાની સડકનો રસ્તો.

રેવીન્યુ-કમિશનર (અં.)–કલેક્ટરનો ઉપરી.

રોગાન (ફા. ના.)–ચીકણો પદાર્થ.

રોગિષ્ઠ (સં. વિ.)–રોગથી ભરેલું, આજારી.

રોજો (આ. ના.)–મુકરબી, મિનારો, દરગાટ.

રોશનાઇ (ફા. ના.)–દીપમાળા.

## લ.

લગ્ન (સં. ના.)–વિવાહ, લગન, ધ્યાન.

લત (ના.)–છંદ, ટેવ, વ્યસન.

લક્ષ (સં. ના.)–ધ્યાન, મન, લાખ.

લાચાર (ફા. વિ.)–નિરૂપાય.

લાયકી (આ. ના.)યોગ્યતા.

લામા (અં. ના.)–ધર્મગુરૂ (બૌદ્ધ.

લાહે (ના.)–બળતરા, અગન.

લૂ (ના.)–તાપનો પ્રવાહ.

લૂગદી (ના.)–લોંદી, ગોળી.

લેલી (ના.)–સુનારનું, (કડીઆનું ઓજાર.)

લેહેર (ના.)–લોઢ.

લોથ (ના.)–મુડદું, લાસ.

લોહ-ચુંબક (સં. ના.)–ચમક પહાણ

લૂટ-ફાટ (ના.)–લૂટલૂટ.

## વ.

વખોડવું (ક્રિ.)–વગોવવું.

વગ (ના.)–વસીલો, ઓથ.

વજીફો (આ. ના.)–જાગીર, વતન.

વજીરાત (આ. ના.)–પ્રધાનપણું.

વજન (આ. ના.)-તોલ, ભાર,વક્કર.

વડવા (ના.)–(સં. વડા.)બાપદાદા.
વણજ (સં. ના.)–(સં. વાણિજ્ય.
વણારશી (વિ.)–બનારશી, કાશીનું.
વર્જી (સં. કૃ.)–તજી.
વર્તમાન-પત્ર (સં. ના.)–ચાલતા ખબર, ચોપાનીયું, ન્યુસપેપર, અખબાર.
વર્તણુક (સં. ના.)–ચાલ.
વર્ષા (સં. ના.)–વર્ષા, વરસાદ.
વર્તુળ (સં. ના.)–કુંડાળુ, ગોળચક્ર.
વસુલાત (આ. ના.)–મેહેસુલ,વસુલ.
વસ્તેર (ના.)–દેવતા, આતસ.
વહાયો (ક્રિ.)–લીધો, જીત્યો.
વળતી (અ.)–પછી.
વાતાવરણ (સં. ના.)–વાનોઘેર.
વામવું (સં. વ્યામ)–હોમવું, નાંખી-દેવું.
વાસો (સં. વાસ.)
વિકારશી (કૃ.)–ફાડી.
વિકાળ (સં. વિ)–ભયંકર.
વિત્ત (સં. ના.)–માલ, દ્રવ્ય, પૈસો.
વિદ્યાભ્યાસ (સં. ના.)–ભણવાનો મહાવરો.
વિ–ધવા (સં. ના.)–રાંડીરાંડ.
વિ–ધાતા (સં. ના.)–લેખ કરનાર. (બ્રહ્મા.)
વિધિયે (સં. ના)–જુગિતથી.
વિપતિ (સં. ના.)–દુઃખ, પીડા.
વિમળ (સં. વિ.)–ચોખ્ખું.
વિમાન (સં. ના.)–આકાશમાં ઉડવાનું વહાણ.
વિ–યોગ (સં. ના.)–જુદાઇ.
વિ–રૂદ્ધ (સં. વિ.)–ઉલટું, સામું.
વિરોદ્ધ (સં. ના.)–જુદાઇ, ટંટો, વાંધો.
વિલાસ (સં. ના.)–મોજ, શોખ, વિહાર.
વિવિધ (સં. વિ.)–તરેહ તરેહનું.
વિશાળ (સં. વિ.)–મોટું, ચોડું.
વિષય (સં. ના.)–બાબત.
વિસ્તાર (સં. ના.)–પરિવાર, વધારો.
વિસ્મય (સં ના.)–આશ્ચર્ય, નવાઇ.
વૃદ્ધાવસ્થા (સં. ના.)–ઘડપણ, બુઢ્ઢાપણ.
વૈભવ (સં. ના.)–સાહેબી.
વંશ–પરમપરા (સં. ના.)–પેઢી પરપેઢી.
વ્યાસ (સં. ના.)–મધ્યરેષા.

વ્રત (સં. ના.)–નિયમ.
વેલ (અં. ના.)–મોટી મચ્છ.

## श.

શરણ (સં. ના.)–આશ્રય, આધાર, તાબે.
શહેનશાહ (ફા. ના.)–બાદશાહ.
શાખા (સં. ના.)–ડાળી, ફાંટો.
શિફાઈ (ના.)–આબરશાઇ, સારો.
શિખર (સં. ના.)–ટોચ, મથાળું.
શિત (સં. ના.)–ટાઢ, ઠંડ.
શિરો-મણી (સં. વિ.)–સર્વોપરી, માથાનો મુગટ.
શિક્ષક (સં. ના.)–ગુરૂ, શીખવનાર.
શીશ (સં. ના.)–માથું, મસ્તક, શિર.
શુદ્ધ (સં. વિ.)–સંભાળ, ભાન, પવિત્ર.
શૂરવીર (સં. વિ.)–શૂરો, બહાદૂર, જોરાવર.
શેખ (આ. ના.)–સરદાર, વકીલ.
શોકાતુર(સં. વિ.)–દીલગીર, ઉદાસ. (શોક, ખેદ.)
શોખ (આ. ના.)–ઇશક, મોજ, (સરસ, લત.)
શોધન (સં. ના.)–શોધ, તપાસ, ખોળ.
શંકા (સં. ના.)–વહેમ, ભ્રાંતી.
શ્રમ (સં. ના.)–મહેનત, યત્ન.
શ્રાપ (સં. ના.)–કદુવા.

## स.

સકળ (સં. વિ.)–સર્વ.
સખાવત (આ. ના.)–ઉદારતા.
સખ્તી (ફા. ના.)–જબરજસ્તી.
સતિ (સં. ના.)–શિયળ પાળનારી સ્ત્રી, સત્ય પાળનારી સ્ત્રી.
સત્તા (સં. ના.)–અખત્યાર, અમલ.
સદ્‌ગુણ (સં. ના.)–સારાગુણ.
સદ્‌વિદ્યા (સં. ના.)–સાચી વિદ્યા.
સદાવ્રત (સં. ના.)–નિત્ય અન્નનું દાન દેવું.
સનંદ (આ. ના.)–પરવાનગી.
સનમૂખ (સં. અ.)–સામે.
સપેતો (ફા. ના.)–ચાક, ખડી.
સપ્તરૂષી (સં. ના.)–સાત તારાનું ઝુમખું (સાત તપેશ્રી.)
સફર (આ. ના.)–જળ માર્ગની મુસાફરી, (સફરી વહાણ.)
સબબ (આ. ના.)–કારણ.

સભ્ય (સં. વિ.)–સાલસ, વિવેકી.
સમય (સં. ના.)–વખત, અવસર.
સમશેર (ફા. ના.)–તરવાર.
સમાધાન–ની (સં. ના.)–શાંતિ, સુલેહ.
સમિપ (સં. અ.)–પાસે, નજીક.
સમાંત્તર (સં. ના.)–સરખુ અંતર.
સર–કર્યું (ક્રિ)–તાબે, હાથ કર્યું.
સરકો (ફા. ના.)–અર્ક, દારૂ, ખાટો પદાર્થ.
સરપાવ (ફા. ના.)–ઈનામ.
સરસાઈ (ફા. ના.)–શ્રેષ્ટતા, ચડીયાતાપણું.
સરહદ (આ. ફા. ના.)–સીમા.
સરાસરી (ફા. ના.)–અડસટો.
સરેશ (ફા. ના.)–ચીકણો રસ, વારનીસ.
સલામતિ (આ. ના.)–મુબારકબાદી.
સલાહકાર (આ. સં. ના.)–મસલતીઆ, કોંસલીયા.
સલુક (આ. ના.)–સલાહ, સંપ.
સલ્લો (ના.)–ઝીણો ચૂનાનો કાલ.
સવાલ (આ. ના.)–પ્રશ્ન.
સવિસ્તર (સં. વિ.)–વિસ્તાર વિગત સાથે.

સહિ–સલાગત (આ. વિ.–ક્ષેમકુશળ, હેમ ખેમ.
સાટીન (અં. ના.)–રેશમી કપડું.
સાબિત્તી (આ. ના)–પુરાવો.
સાધન (સં. ના.)–ઉપાય, સાધતા.
સાધુ (સં. ના.)–સારા ગુણવાળો, વૈરાગી.
સામુદ્ર–ધૂની (સં. ના)–પાણીના ભાગને સાંધનારો નાનો પાણીનો ભાગ.
સાવધ (સં. વિ.)–હોંશિયાર, સાવચેત.
સાક્ષી (સં. ના.)–સાહેદી.
સિક્કો (આ નામ.)–નાણું, મોહોર.
સિદ્ધ–તા (સં. ના.)–નિરાકરણ, સાબીતી.
સિફારસ (ફા. ના.)–ભલામણ.
સીડી (હિં. ના.)–દાદર.
સુખા–કારી (સં ના.)–આરોગ્યતા.
સુઘડ (વિ.)–(સં. સુઘટ) ચોખ્ખા, સ્વચ્છ.
સુરમ (ફા. ના.)–સુગંધ.
સુ–શોભિત (સં. વિ.)–શોભિતું.
સૂચના(સં.નામ.)–ખબર,ચેતવણી.

સૂત્ર (સં. ના.)–સૂતર, સંબંધી.
સુન–કાર (ના.)–(સં. સૂન્યકાર) ચ-
પકી શાંતપણું.
સૂબો (આ. ના.)–હાકેમ.
સુરજ–મૂખી (સં. સૂર્યમુખી)–ફુલ.
સૂક્ષ્મ–દર્શક. યંત્ર (સં. ના.) ઝીણી
ચીજ મોટી દેખાય એવો સંચો.
સેજ (ના.)–પથારી, સયા.
સેના–પતિ (સં. ના.)–ફોજનોઉપરી.
સેવિંગ–બેંક (સં. ના.) નાણું બ-
ચાવવાની પેઠી.
સોદો (ફા. ના.)–માલ.
સોમલ–ખાર (ના.)–(ફા. સુંબુલ-
ફાર)–ઝેરી ખાર.
સોય (અ.)–સં. સુ. ચિ)–સુદ્ધાં.
સંગમ (સં. ના.)–મેળાપ.
સંતાપ (ફા. ના.)–અગજી, ફીતાકોર.
સંદેહ (સં. ના.)–શક, વહેમ, ભ્રાંતી.
સંપતિ (સં. ના.)–દોલત, ધન.
સંપાદાન (સં. ના.)–એકઠું, પ્રાપ્તી.
સંપૂર્ણ (સં. વિ.)–પૂરેપુરૂં.
સંરક્ષણ (સં. ના.)–સારી સંભાળ.
સાંપડે (ક્રિ.)–મળે
સ્ક્રુ (અં. ના.)–પેચ, ફેર, ઇસકુ.
સ્ટીરીઓટાઇપ (અં. ના.)–બીબાપ-
રથી પતરાગાં લીધેલી છાપ, કા-
યમ ઠરસો.
સ્તુતિ (સં. ના.)–પ્રાર્થના.
સ્થિતિ (સં. ના.)–હાલત.
સ્નેહી–સંબંધી (સં. ના.)–સગા-
વહાલા.
સ્પષ્ટ (સં. વિ.)–ખુલ્લું, ચોખ્ખું.
સમરણ (સં. ના.) ભજન.
સ્વચ્છ (સં. વિ.)–ચોખ્ખું.
સ્વતંત્ર–તા (સં. ના.)–આપ અ-
ખત્યારી છૂટ.
સ્વાર્થ (સં. ના.)–ગરજ મતલબ.
સ્વાદિષ્ટ (સં. વિ.)–લેહજતદાર, મીઠું.
સ્વાધિન (સં. વિ.)–તાબે.
સ્વાર (ફા. ના.)–(સં. અશ્વવાર)
ઘોડે બેઠેલો.

## હ.

હક (આ. ના.)–તાબો.
હકુમત (આ. ના.)–વહીવટ.
હઠ (હિં. ના.)–મમત, જીદ.
હદ (આ. ના.)–શીમા, મર્યાદા.
હબશી (આ. ના.)–સીદી.

હર્ષ (સં. ના.)–હરખ, ઉલ્લાસ, ઉમંગ.

હાયકોર્ટ (અં. ના.)–સદર અદાલત; સુપ્રીમ કોર્ટ.

હાકેમ (આ. ના.)–સૂબો.

હાજી (આ. ના.)–મક્કાના જાત્રાળુ.

હાડ–પંજર (સં. ના.)–હાડકાનું પાંજરૂં, શરિરનું કાઠું.

હાસ્ય (સં. ના.)–હસવું, મશ્કરી.

હિકમત (આ. ના.)–કરામત.

હીણપત (ના.)–નામોસી, બદનામ.

હુમલો (ના.)–હલ્લો.

હૃદય (સં. ના.)–અંતઃકરણ.

હેરાન–ગતિ (આ. સં. ના.)–વિપત્તિ, આપદા.

હૈડ્રોજન (અં. ના.)–પાણી ઉત્પન્ન કરનાર વાયુ.

હોકાયંત્ર (આ. સં. ના.)–દિશાઓ ઓળખવાનો સંચો, ધ્રુ માછલી.

હોડ (સં. ના.)–સરત.

હોદ્દા (સં. ના.)–અંબાડી, દરજ્જો.

હું–પદ (ના.)–(સં. અહંપદ) ગર્વ.

## ક્ષ.

ક્ષણિક (સં. વિ.)–પળનું, ક્ષણ વારનું.

ક્ષય–વૃદ્ધિ (સં. ના.)–વધઘટ.

## જ્ઞ.

જ્ઞાન–રજ્જુ (સં. ના.)–જ્ઞાનની નસ, જ્ઞાનતંતુ.

# છઠ્ઠી ચોપડીની કવિતાનો સાર.

### કવિતા ૧ લી—પસ્તાવાના કામ કરવા વિષે.

હાલ્લો—અમથો, ખાલી. ગપ્પાં—ગપાટા, ખોટી વાતો. મૂર્ખ—બેવકૂફ.
ઠોઠ—મૂર્ખ. મૂછાળો—મૂછવાળો.

મૂરખો અમસ્તો નિશાળે જઈ, જુઠા ગપાટા મારીને વખત કહાડે; પછી તે મૂછવાળો મોટપણે અફસોસ કરવા માંડે. ( ૧ )

છાવરે—ઢાંકે. ચૌટે—બજારે. તોફાની—મસ્તીખોર.
દુષ્ટતા—પાપની વાત. દુષ્ટ—પાપી.

કાંઇ છાની નઠારી વાત તે ઢાંકે, પણ તે બજારે ને ચોરે ઉઘાડી થાય ત્યારે તે પાપી મસ્તીખોર, પછી અફસોસ કરવા માંડે ( ૨ )

ફુલાવ્યો—ચડાવ્યો. ડુલે—ડુબે.
ફાંકડો—ફક્કડ છેલ.

જે છકેલો ફુલાવ્યો ફુલે, ને પૈસો હાથ આવે તે ઉડાવે; તેથી દેવામાં ડુબી જવાથી દેવાળુ નીકળે, પછી અફસોસ. ( ૩ )

જીવિકા—જેથી ગુજરાન ચાલે તે. છેદેછે-કાપે છે.
વૃક્ષ—ઝાડ. થોભીને—અટકીને.

જેનાથી પોતાનું ગુજરાન ચાલે, તેવા ઝાડને જોઇ; તેને થડથી ઝાલીને કાપે. પછી જ્યારે ભૂખે મરે ત્યારે તે દુખથી રડીને, પછી અફસોસ૦ (૪)

તાતમાતા—માબાપ. નડે—કનડે. સુખદાતા—સુખ આપનાર.

જે મૂરખ નાનપણથી માબાપને કનડયા કરે, તે મોટપણે પોતાને

સુખ આપનારને સંભાળીશ, પછી અફસોસ૦ (૫)

ભાવ–કિંમત. ભેગ–મેળવણી.

પૂરી કિંમત લેતા સેળભેળ કરીને જે નવો ઘાટ બનાવે, તો તેનો રોજગાર થોડા દહાડા ચાલે છે. ત્યારે પછી તે અફસોસ૦ (૬)

ભાખે–બોલે કહે. ચૂક–ભૂલ.
તડે–દોડે, ધાય. સ્વાદ–મીઠાશ.

કોઇ કામમાં ભૂલતો હોય તેને જો કોઇ બતાવે તો તેની સાથે લડવા દોડે. પણ જ્યારે તે ભૂલનું માઠું ફળ મળે, ત્યારે પછી અફસોસ (૭)

પુંજી–દોલત. ધારણા–ધીરજ. ખત્તા–ઠોકર, માર.
પેખી–જોઇ. ધડે–હૈયે. ખેદ–શોક, દિલગીરી.

પારકી દોલતને જોઇ જેના મનમાં ધીરજ ન રહે; પછી તે ઠોકરનો બળાપો કરીને પછી અફસોસ૦ (૮)

બાળકી–નાનીછોડી. મડું–મુડદું.
મીંઢળ–એકજાતનુંફળ, મદનફળ. પુત્રી–દીકરી.

ઘરડાવરને નાની છોડી પરણાવવી, તે મુડદાને મીંઢળ બાંધ્યા બરોબર છે. પછી તે છોડીનો દુષ્ટ બાપ અફસોસ૦ (૯)

સ્નેહી–સંબંધી સગાંવહાલાં. પીડા–દુઃખ.

સગાં વહાલાં સાથે લાકડી લઇને જે વઢે, તેને માથે મોટું દુઃખ આવી પડે છે. ત્યારે પછી અફસોસ૦ (૧૦)

ગંધ–વાસ, સોડમ. સડે–સડીજાય. આળસુ–સુસ્ત.

ફુલપાન, ફળ અને સુગંધી ચીજોની, જો તપાસ ન રાખે તો બગડી જાય. ને છેવટે તે એદી આંધળો પછી અફસોસ૦ (૧૧)

તીખી–તીક્ષણ. શિક્ષા–શીખામણ.

ઉન્મત્ત–મસ્તી, તોફાન. દિક્ષા–બોધ, ઉપદેશ.

તાજી અને ચકોર બુદ્ધિ પકડો, ને ઉદ્દ્માતની છોડી દો. આ સાચી શીખામણ શીખી રાખો, એવો *દલપતરામનો બોધ છે.

કવિતા ૨ જી—સાહસ કામ ન કરવા વિષે.

સાહસ–વગર વિચાર્યું. મહામતિ–મોટી બુદ્ધિવાળો.
સિદ્ધપુર–પાટણ પાસે સરસ્વતિ ઉપર ક્ષેત્ર છે.
પતિવ્રતા–ધણીના કહ્યા પ્રમાણે ચાલનારી. સતી–સત્ય પાળનારી.

સિદ્ધપુર કરીને એક શોભિતું શેહેર છે, ત્યાં નારસિંહ નામે રાજા હતો. ત્યાં મોટી બુદ્ધિવાળો એક બ્રાહ્મણ રહેતો હતો, તેને ઘેર ધણીના કહ્યાગરી સાધવી સ્ત્રી હતી. (૧)

તન–છોકરો. વ્રત–નિયમ. કૃત્ય–કામ.
વિવિધ–જાતજાતનાં. આચરણ–વર્તણુક.
પ્રકાર–રીત. રૂડાં–સારાં.

તે બાઇને પેટે દીકરો કે દીકરી કશું નહોતું, તે ઇશ્વર ઉપર ઘણો ભાવ રાખતી, તે જૂદી જૂદી રીતનાં વ્રત દાન કરતી. અને સારી ચાલથી પુન્યનાં કામ કરતી. (૨)

નરનારી–વર વહુ. નેટ–નક્કી, છેક. વસે–રહે.
પવિત્ર–નિર્મળ. મયા–માયા, હેત. દિલે–મનમાં.

તે પુરૂષ ને સ્ત્રી ઘણી સાફ દાનત રાખતા, તોપણ પેટે છોકરો થયો નહીં. તે બાઇ મનમાં ઘણી માયા રાખતી, તેમ તેના ધણીના દિલમાં પણ દયા હતી.

આંગણુ–બારણું. વચ્ચું–વચ્ચે, મધ્યે. ઉપની–ઉપજી.

---

* દલપતરામ શ્રીમાળી બ્રાહ્મણ છે, અને હાલ આ કવિ અમદાવાદમાં રહેછે.

તેને ઘેર એક નોળીઆનું બચ્ચું, બારણામાં તરફડીઆં ખાતું હતું. તેની મા તેની સાથે નહોતી, તેથી તે બાઇના મનમાં ઘણી દયા ઉપજી. (૪)

શુભ પેર–સારી રીતે. જોડ–સાથે. કોડ–હોંશ, લાડ.
પોઢાડે–સુવાડે. તુલ્ય–બરાબર. શયા–પથારી, સજ્યા.

તે બાઇએ તેને પોતાને ઘેર રાખ્યું, ને તેને હેતથી રોજ સારી રીતે દૂધ પાય. સાથે પથારીમાં સૂવાડે, અને દીકરાની પેઠે તેના-પર હોંશ રાખે. (૫)

બાળ–બચ્ચું. આળ–મસ્તી, અડપલું. મુખે–મોઢે.
અદકી–વધારે. વાચા–વાણી. મનુષ્ય–માણસ.

પછી તે બચ્ચું મોટું થયું, ને કાંઇ પણ વધારે તોફાન કરે નહીં. તેને મોઢે વાણી નહોતી, તોપણ માણસના જેવી તેનામાં ઘણી સમજણ હતી. (૬).

પ્રસવ્યો–જન્મ્યો. પારણે–ઘોડીએ.

પછી નોળીઆના પગલાએ કરીને, તે બાઇને નક્કી દીકરો જન્મ્યો. એટલે હર્ષનો દિવસ માનીને બારણે તોરણ બાંધ્યાં, અને દીકરાને ઘોડીઆમાં સૂવાડ્યો. (૭).

હરખ–હર્ષ. અદકી–વધારે.
માનની–સ્ત્રી. દેહ–શરીર.

દીવાળીના તેહેવારથી પણ અધીક, બંનેને ખુશી ઉપજી. તે બાઇનું મન નોળીઆનાં બચ્ચાં ઉપર ઘણુંજ હતું, તે એટલું કે જાણે પોતાનું શરીર, મન, ને પૈસો એજછે. વળી પોતાની જાત કરતાં તે ઉપર વધારે રેહેમ રાખે. (૮)

સુત–છોકરો. તજ સારૂ–તારા સારૂ.

જુવંતી–જુવાન બૈરી. ઘરસુત્ર–સંબંધ, ઘરસુતારૂ.

એક દિવસ છોકરો ઘોડીઆમાં છે, ને તે જુવાન બાઈ પાણી ભરવા ગઇ. વળી છોકરો નોળીઆને સોંપી કહેતી ગઇ કે, તારે સારૂ ઘરસુતારૂ ચલાવનાર એ છે. (૯)

રીસ–દાઝ. ઠપકો–દોષ. રખે–ભૂલે ચૂકે.

તું રખેને એને રોવાડી, ગુસ્સો કરી મારતો નહીં? હું આવીશ ત્યારે જો એ છોકરો રાવ કરશે, તો હું તને ગાળો દઈશ. (૧૦)

ડસવાનો–કરડવાનો. લાગ–દાવ.

એવી રીતે તે બાઇ નોળીઆને, પોતાનું બાળક સોંપી પાણી ભરવા ગઈ–ત્યાંથી તેને પાછી આવતાં બે ચાર ઘડીની વાર લાગી. એટલામાં તે બાળકને કરડવાનો વખત જોઈ, ઘોડીઆપર મોટો સરપ ચડયો. (૧૧)

વળગે–આઝે. બંધવ–ભાઈ.

અને છોકરાને અંગુઠે વળગવાનું કરતો હતો ત્યાં તે નોળીએ દીઠો. અરે! તું મારા ભાઇને કરડવા જાછ. ને હે! દુષ્ટ તું ભાગી કયાં જાછ! (૧૨)

ડોટ–હડી. કોટ–ડોક. મરડી–મચરડી.

એમ કહીને હડી દીધી, ને સરપની ડરયાં પેહેલાં ડોક ઝાલી. અને સરપને મરડીને સાત કડકા કર્યા, એવામાં બાળકની માને આવતાં જોઈ. (૧૨)

વધામણી–ખુશ ખબર. વાચા–બોલવાની શક્તિ.

શાબાશી મેળવવા માટે, તે નોળીઓ સામો બારણે ગયો. તેને બોલવાનું હતું પણ વાચા નહીં, તે શી રીતે બોલે! એટલે તે સામો આવીને ઉભો રહ્યો. (૧૪)

મુખ–મોઢું. દાવાનળ–વગડાનો અગ્નિ, ભારે.

તે નોળીએ સરપને માર્યો તેથી તેનું મોઢું લોહીવાળું થયું હતું. વળી બાઇએ જાણ્યું કે આ નોળીએ, મારા છોકરાને મારી નાંખ્યો. લોહીવાળું મોઢું જોયું, તેથી તે બાઇને ઘણુંજ દુઃખ લાગ્યું. (૧૫)

ફુડો–નઠારો. દીશ–તરફ. શીશ–માથું.

કાળ–મોત. ચગદાયું–છુંદાયું.

અરે! દુષ્ટ તું મારો કદો શત્રુ, કે તેં મારા નાના બાળકને મારી નાંખ્યો. એમ કહી તેની તરફ બેડું પછાડયું, તેથી નોળનું માથું કચરાયું ને તે નોળ મરણ પામ્યો. (૧૬)

માતા–મા. પારણે–ઘોડીએ.

અને ઘરમાં આવી તે બાઇ જુએછે તો, છોકરો ઘોડીઆમાં પડેલો રૂએછે. તે છોકરો પંડે બોલી ઉઠયો કે, આ સાપ મને કરડતો હતો. (૧)

ઠામ–ઠેકાણે. ચેતાવી–ખબર આપી.

એટલામાં તેને આ ઠેકાણે નોળીએ મારી નાંખ્યો, નહીંતર મને એ સાપ કરડી ખાત; એમ કહી પોતાની માને વાકેફ કરી, ને સાપના સાત કડકા પડયા હતા તે બાઇએ દીઠા. (૧૮)

કલ્પાંત–વલોપાત, શોક. તત્પર–તૈયાર. શિક્ષા–શીખામણ.

પછી કળકળાટ કરીને હાથ ઘસવા મંડી, ને નોળીઆની સાથે બળવા માંડયું. એમ પ્રાણ તજવા ઉતાવળી થઈ, પણ લોકોએ તેને સમજાવીને બચાવી. (૧૯)

પ્રથમ–પેહેલાં. વિમાસણ–પસ્તાવો. ચેતી–સમજી.

હે મા! તું પેહેલાંથી મનમાં સમજી નહીં, અને હવે હાથ ઘસ્યાથી શું થાય? જો તું પેહેલી ઘડીએ સમજી નહીં, ત્યારે તને

આટલો પરસ્તાવો કરવો પડયો. (૨૦)

## દોહરાનો અર્થ.

સાહસ–વગર વિચાર્યું. કર્મ–કામ. દૃષ્ટાંત–દાખલો.

એકદમ વગર વિચાર્યું કામ કીધાથી, હરખનો નાશ થાયછે. એ ઉપરના દાખલાથી જુઓ ? એમ * સામળકવિ કહેછે.

## કવિતા ૩ જી——અંગ્રેજી મહિના વિષે.

અંગ્રેજી વર્ષનો પહેલો મહિનો જાન્યુઆરી જાણો. પછી બીજો ફેબ્રુઆરી, ને પછી માર્ચ, એપ્રીલ ને મે કેડે જુન ને જુલાઈ આવે. (૧)

ધામ–ઠેકાણું. અંત–છેડો.

એ પછી આગષ્ટ મહિનો છે, પછી સપ્ટેમ્બર સુખનું ઠેકાણું જાણવું. પછી અકટોબર ને તેની આખરે નવેમ્બર મહિનો આવે. (૨)

ખોજ–ખોળ–તપાસ. રોજ દહાડા.

પછી છલ્લો ડીસેમ્બર જોઇને, તું બરાબર તેની તપાસ કર. તો તે બારે મહિના મળી, તેના ૩૬૫ દિવસ થશે. (૩)

દિન–દિવસ. અવર–બીજા, બાકીના.

ચોથો, છઠ્ઠો, નવમો, ને અગીઆરમો (એટલે એપ્રીલ, જુન, સપ્ટેમ્બર, ને નવેમ્બર) એ ચાર માસ ત્રીસ દહાડાના છે બાકી જે રહ્યા તે બધા એકત્રીસ દહાડાના છે, પણ તેમાં બીજો ફેબ્રુઆરી ફક્ત અઠ્ઠાવીસ દિવસનો છે.

ચલુ–ચાલતો.

ઇસ્વીસનને ચોથે વરસે, (એટલે જેને ચારે ભાગ્યાથી કાંઈ વધે નહીં એવા વર્ષનો) બીજો મહિનો ફેબ્રુઆરી આવે તેનો એક દિવસ

---

* **સામળકવિ**—ગોમતીપુરનો શ્રીગોડ માળવી બ્રાહ્મણ, સંવત ૧૭૮૧ ની સાલમાં હતો.

વધી તે વર્ષમાં તેના ૨૯ દિવસ થાયછે. (૫)

તારીખ–તિથી. રવિ–સૂર્ય. ભ્રાંત–વહેમ.

સંક્રાત–ઉત્રાણ. મૃગશર–પાંચમું નક્ષત્ર હરણું.

નવું વર્ષ બેસે તે મહિનામાં (જાન્યુઆરીની) બારમી તારીખે **મકર સંક્રાંતી** આવેછે. અને જુનની પાંચમી તારીખે **સૂરજ મૃગશર નક્ષત્રને** મળેછે. એમાં કશો શક નથી. (૬)

ગરજે–ગાજે. ધમઘોર–કાળો ઘેરાવો. જોર–બળ.

મે મહિનામાં તાપ ઘણો પડેછે, જુનમાં વરસાદ ધમઘોર ચડી આવેછે, તેમ અકટોબરમાં પાણીને વરસાદનું જોર નરમ પડે છે, (ચોમાસું ઉઠળે છે). (૭)

ઇસ્વીસન–ઇસુનું વર્ષ. ભેળીએ–મેળવીએ. સંવત–વિક્રમનું વર્ષ.

ઇસ્વીસનના આંકડામાં, ૫૬ ઉમેરીએ તો, **વિક્રમનો** સંવત આવે એવી રીતિ છે. (૮)

ઘટે–તૂટે. શક–શાલીવાહનનું વર્ષ.

તેમ એ સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ તો ચૈત્ર માસથી સાલ ગણાય એવું **શાલીવાહનનું** વર્ષ આવેછે. (૯)

સુંદર–સારા. સર્વને–બધાને.

આ સારા દશ દોહરા, સઘળાને કામ આવે એવી રીતે દલપતરામે અમદાવાદમાં રહીને બનાવ્યા છે. (૧૦)

---

## કવિતા ૪ થી મરણનો ભય છે માટે પ્રભુને ભજવું.

ભય–બીક. સગાઇ–સંબંધી. બીડ–દુઃખ.

શ્વાસ–દમ, સાસ. મંગળ–વિવાના ગીત.

જ્યાં લગી ખોળીઆમાં આપણો જીવ છે, ત્યાં સુધી ખોળીઆને અને પ્રાણને સંબંધ છે. મરી ગયા પછી સગો ભાઈ પણ, ખોળીઆને

જરાવાર પણ ઘરમાં રાખતો નથી. જીવતો હોય ત્યારે બાપ કહેછે કે મારો દીકરો મા ગીત ગાય છે તેમ બહેન કહે છે કે મારો ભાઈ દુઃખ વખતે કામનો છે. એવી રીતે જીવમાં શ્વાસછે ત્યાં સુધી સગપણ છે. (૧)

અભડાશો—અપવિત્રથશો. મા—નહીં. ચતુરાઇ—ડહાપણ.

આંગણાંને લીંપી ગુંપીને (સાથરો કરીને) ભોંય લીધા પછી ખોળીઆને લઈ જવાનો વખત થયો. ત્યારે લોકો કહે છે કે તમે અડશો નહીં, અપવિત્ર થશો, એવું ડહાપણ ડોળે છે, માટે જીવને શ્વાસ લગીજ સગપણ છે. (૨)

અંતે—છેલ્લી વારે. કંથ—ધણી. તરત—ઝટ.

અળગી—વેગળી. વળાવી—વિદાય કરી.

જ્યારે ધણી જીવતો ત્યારે તેની સ્ત્રી જરા વાર રેઢો મૂકે નહીં. અને જ્યારે મૂઓ ત્યારે છેટી રહી, માટે **ભોજો ભગત** કહેછે કે ધણીને મસાણ વોળાવ્યા કેડે થોડે દહાડે બીજાને વેરે નાતરે ગઈ, માટે જીવને શ્વાસ લગીજ સગપણ છે. (૩)

પ્રાણીઆ—જીવ. સંસાર—દુનીઆ. તજી—છોડી.

કીરતાર—પેદાકરનાર. ધનદોલત—માયા, પુત્ર. જમ—યમનાદૂત.

સાપ્નું—સોણું. પરીવાર—કુંટુંબ. ખજાનો—દોલત.

હે જીવ! તું ઇશ્વરનું સમરણ કરી લે. આ દુનીઆતો એક સ્વપ્ના જેવી છે. પૈસો ટકો અને માલમત્તા, છોકરો અને કુંટુંબ કબીલો, એ બધું મૂકીને તમે એકલા ચાલ્યા જશો, અને ત્યાં તમે જમનો મારખાશો. માટે હો જીવ તું ઇશ્વરનું સમરણ કરી લે. (૪)

મેડી—માળ. છત્રપતી—છત્રનાધણી. ગોખ—રવેશ.

જરૂખા—જાળીદાર. બારી બાર—ઘરબાર.

મોટા ઉંચા માળને તરેવાર રવેશ બારીઓને જાળીઆનો તો પાર નહીં? તેવા મોટા છત્રપતી (રાજા) પણ વહ્યાં ગયાં તેનાં બાંધેલાં મકાન પડયાં રહ્યાં, માટે હે! જીવડા. (૫)

ફૂલડાં–ફૂલ. હાડડી–નનામી. પોકાર–પોકરણ.
શ્રીફળ–નાળિએર. પુંઠે–પછવાડે, વાંસે. સોર.

મુડદાં ઉપર નાંખેલા ફુલ ફરફર થાયછે, ને ચાર છેડે ચાર નાળિએર લટકે છે, એમ સારી રીતે નનામીમાં બાંધીને પછવાડે રોતા બૂમો પાડે છે, માટે હે! જીવડા (૬)

સેજતળાઈ–ઢોલીઓ, ગાદલું. હુન્નર–હીકમત, ધુદ્દા.
ખેરીખેરી–ખંખેરીને.

જીવતો ત્યારે ઢોલીઆ ને ગાદલા વિના સૂતો નહીં, ને હજારો પ્રકારના હુન્નર ઉડાવતો. હવેતો દેહને ઘોદાવીને જેમ લૂહાર લોદાને ગાળે છે તેમ બાળવાના. માટે હે! જીવડા. (૭)

સ્મશાન–મશાણ કાષ્ટ–લાકડા. અળગા–છેટા.
એહ–ચિતા. અગ્નિ–દેવતા. અંગે–શરિરે.
ઝરે–ઝરપે. અંગાર–અંગારા.

મશાણમાં જઇને ચિતા ખડકી, તેમાં મુડદાઉપર લાકડાનો ભાર મુકેછે, પછી આગ મૂકીને આઘા રહેછે. એટલે કાયા બળીને રાખના ખોટાવરા થઇ જાયછે. માટે હે! જીવડા. (૮)

સ્નાન–નહાવું. વિસાર–વિસારો, ભુલાવો.
વળતી–પછી.

મુડદું બળી રહ્યું કે ભાઇડાને બાઇડીઓ મળીને નહાવા જાય છે, **ભોજોભગત** કહેછે કે વાંસે દસ દહાડા સુધી રડીકૂટીને પછી વિસારી મૂકેછે માટે હે! જીવડા. (૯)

## કવિતા પાંચમી—અવગુણ વિષે.

ભાન—ખબર. જ્ઞાન—સમજણ. નાદાન—બેવકૂફ.
ખાનપાનનું—ખાવાપીવાનું વિદ્વાન—પંડિત. ગાનતાન—ગાવાબ-
ગુલતાન—મગ્ન, મચ્યો રહે. માન—ફાંકો. જાવામાં.

જેને ખાવા પીવાનુંજ ભાન, અને ગાવા બજાવામાં ચકચૂર હોય, અને અક્કલવિના પંડીતનો ફાંકો રાખે તેને મુર્ખ જાણવો. (૧)

વેશ—રૂપ. બેશ—સરસ. નભે—ટકે.
વિશેષ—વધારે. શીરકેશ—માથાના વાળ.
નરેશ—રાજા. લવલેશ—લગારે.

માથાના વાળ સારી રીતે ઓળીને રાજાનો જેણે વેશ લીધો હોય, પણ જો જરાય મૂલક તાબે ન હોયતો, એ વેશ હમેશાં ટકતો નથી. (૨)

સમાજ—સભા. પતરાજ—બડાઈ, શેખી. શીરતાજ—મા-
કાજ—કામ. દગલબાજ—દગાખોર. થાનો મૂગટ.

જે માણસ રાજસભામાં જઈને તુરત આબરૂ મેળવવા ધારે, ને બડાઇથી કામ કરે તેને દગાખોરનો માથાનો મૂગટ ( વડો ) જાણવો. (૩)

હાટ—દુકાન. કૂડેકાટલે—ખોટા તોલાએ. દાટવળે—દંડાય,
ધાટઘડે—દગો કરે. ખાટવા કમાવા. માર્યો જાય.
સાટ—સાટે, બદલે.

રસ્તામાં જઇને દુકાન માંડે અને ધન મેળવવા દગો કરે, પછી ખોટે તોલે નફો મેળવવા જાય, તે ધનને બદલે દંડાય. (૪)

શાણપણું—ડહાપણ. માણસપણું—માણસાઈ. હાણ—નુકશાન.
અજાણ—અણસમજુ. માણસે—ભોગવશે.

પ્રમાણુ–માન, જાણ્ય. લાણુ–નફો, લાભ.

જે ડહાપણુ નહીં લાવે, તેને અણસમજુ જાણવો ને જે માણુસાઈ નહીં ભોગવે, તેને નફાનું નુકશાનજ સમજવું. (૫)

ઘાત–હણવું. રંળીઆત–રાજી. માતતાત–માબાપ.

નાતજાતમાં કોઇનું માઠું કરવામાં, જે રાતદહાડો રાજી હોય, તે માબાપની સારી સારી શિખામણુ માને નહીં. (૬)

આમ–આ રીતે. હામ–હિંમત.

દામ–પૈસા. જામ–રાજા.

ગામેગામ ઠગબાજીના કામથી બધે ઠગ નામ ધરાવે, આવી હિમ્મતથી તે મૂર્ખનો રાજા પૈસો મેળવે. (૭)

સુકીર્તિ–સારી આબરૂ. પંકાય–નામીચો ગણાય.

તજાય–મૂકાય દરિદ્રી–આળસુ કંગાલ.

જ્યાં સારી ઇજ્જત ઓછી થાય, ત્યાં તે જાય, ને કેફ કરી મકલાય. પોતે પીએ, અને બીજાને પાવામાં તે ઠગ વખણાય તેથી સદા નિર્ધન થાય.(૮)

ખાર–દાઝ, ઝેર. સાર–લાભ.

જાર–વ્યભિચાર. લગાર–જરાય.

અદેખાઈ કરનારો શખ્સ,ને વ્યભિચારીનો સરદાર, એ બંને અવતરીને પાપનો ભારભરે પણુ, દુનિયામાં જરાય સારપ લે નહીં. (૯)

દુર્ગુણ–નઠારાગુણ. કાળઝાળ–મોતની બીક. પાળક–પાળનાર.

જંજાળ–ખટપટ ફાંસો. ટાળશે–મટાડશે દિનદયાળ–ગરીબ પર દયા લાવનાર ઈશ્વર.

હે! બાળક તું ખરાબ ગુણુ બાળી નાંખજે. ને આ દુનિયાની ખટપટથી સંભાળી ચાલજે. તો ગરીબ પર દયારાખનારને પાળનાર ઈશ્વર તે તારી મોતની બીક મટાડશે. (૧૦)

પ્રબળ—ઘણું. દત્ત—દીધેલ. અચળ—સ્થિર.
અકળ—કળાય નહિં એવું. ચપળ—ચંચળનાશવંત. દળ—ઢગલો.
ભૂતળ—પૃથ્વીપર સકળ—બધું.

બળવાન બુદ્ધિનું જોર, કળાય નહીં એવું શરીર, પાણી અને ફળફૂલ વિગેરે જે પૃથ્વીઉપર દીધાંછે તે બધાં **દલપતરામ** કવિ કહેછે કે વાનાદળની પેઠે નાશવંત છે પણ હમેશાં સ્થિર રહેનાર નથી. (૧૦)

---

## કવિતા ૬ ઠ્ઠી ધનવંતના ધર્મ વિષે.

નિર્જળ—પાણી વિના. તીર—ઘાટ, કાંઠા. સદ્ય—તુરત, ઝટ.
નવાણુ—જળાશય. શોધી—ખોળી. ધર્મ—ફરજ, કામ.

પાણી વગરનાં ગામ, તળાવે કે નદીને, આરે, વાવકૂવા વગેરે નવાણ ગળાવો. તેમજ જૂનાને તપાસીને તુર્ત સુધારો. હે! ધનવાન પુરૂષો એ તમારી ફરજ છે. (૧)

ધીંગી—મજબૂત. તનતાપ—શરીરનાં દુઃખ.
નબળા—દુર્બળ. નિવારો—મટાડો.

મજબૂત ધર્મશાળાઓ બાંધો કે, જ્યાં ગરીબ લોકો વિશ્રામ કરીને રહે. તેવા માણસોનાં શરીરનાં દુઃખ તમો મટાડો હે! ધનવાન પુરૂષો. (૨)

વિશાળ—મોટી. ભલીભાત—સારી રીતે.

સુંદરને જબરી નિશાળ બંધાવો, તેમાં બાળકોને રૂડી રીતે ખર્ચ આપી ભણાવો, જેથી આખી ઉમ્મર સુધીનો તમારો ઉપકાર થાય. હે! ધનવાન. (૩)

આદરવી—સ્થાપવી. ઔષધશાળા—હસ્પિતાલ. રોગી—દરદી.
વડી—મોટી. દુખાળા—દુઃખી.

મોટું દવાખાનું કરાવો, જેથી દુખીઆરાં દરદીઓનાં દુઃખ દૂર થાય. રોગી, નાનું બચ્ચું પણ તેથી આરામ લે. હે! ધનવાન. (૪)

ભીખારી—માગણ, ભિક્ષુક. ઉઠાવ—કારખાનાં.

ભાખો—બોલો. ઉદ્યોગ—ધંધો, મેહેનત.

ભીખારીને દેખીને દયા લાવીને બોલો, તેને થોડો રોટલો આપીને ભીખારીને ભીખારી ન રાખો. પણ જેથી હુન્નરોને ધંધો મળે એવાં કામ કરો. હે! ધનવાન. (૫)

ગળેલ—તવંગિએલ. અંધા—આંધળા. પુંજી—દોલત.

જળેલ—દાઝેલ. પાલન—પાળવાને. ઉધારો—કાઢો.

જેનાં શરીર ગળી ગએલાં, દાઝેલાં, ને આંધળાં હોય, જેનાથી ધીરજ રાખીને ધંધો થઇ શકે નહિ, એવાં માણસોને પાળવાને ધન વાપરો. હે! ધનવાન. (૬)

શિરસ્તો—સારો ધારો, રિવાજ. સસ્તો—સોંઘો.

સુખસાજ—સુખનો સામાન. નકારો—નઠારો, ખરાબ.

સંપ કરી હરેક રિવાજને સુધારી, સૌનો સુખનો સામાન સોંઘો કરો. રોજ મનમાં નઠારો વિચાર કરો નહિ. હે! ધનવાન. (૭)

જમાવો—મચાવો. પરલોકની—પારકાદેશની. કળા—હુન્નર.

પરદેશ જઇને દુકાનનો જમાવ કરો, ને ત્યાંના લોકોના હજારો હુન્નર શીખી લાવો. મનમાં ઉમંગ રાખી હિંમત ન છોડો. હે! ધનવાન. (૮)

કાવ્યકળા—કવિતાની ચતુરાઇ. જુગો જુગ—ભવોભવ, હમેશાં.

ધીર—ધીરજવાન. જોગ—સમય.

કવિતાની રચના કવિ પાસે કરાવો. હે! ધિરજવાન, તમારૂં નામ ભવોભવ રાખો. અરે! સજ્જનો ફરી આવો વખત મળવાનો નથી.

માટે **દલપતરામ** કવિ કહે છે કે તમો સારો લાવો લઈ લ્યો. (પરોપકારના કામ કરી ખ્યાતી પામો) (૯)

## કવિતા ૭ મી ઇશ્વર પ્રાર્થના.

પ્રાર્થના–બંદગી. ગિરિ–પર્વત. અવિનાશ–નાશવિનાના
ભૂમિ–જમીન. વંદુ–નમુ. પ્રભુ.

જેની ઇચ્છાથી પૃથ્વી, પાણી, પર્વત, ને આકાશ બન્યાં, જેના ઘણા ઘણા ગુણછે. એવા નાશ વિનાના ઇશ્વરને હું નમું છું. (૧)

ગ્રહ–તારા. રૂતુ–રત, મોસમ.
ગતિ–ચાલ. તુજઆધાર–તારોઆશ્રય.

ચંદ્ર, સૂરજ ને તારાનું ફરવું, રાત દહાડો ને સારી *ઋતુઓ તથા ધાતુ, ઝાડ, ને જનાવરો એ બધાંને હે! પ્રભુ તારોજ આધારછે. (૨)

તજવીજે–તપાસ, બંદોબસ્ત. અનંત–મોટો, અપાર.

હે! ભગવાન તેં આ જગતમાં કેવી ગોઠવણો કરી છે કે, પરમાર્થ કામની ચતુરાઇમાં ને ડહાપણમાં તું બેહદ છે. (૩)

સદ્‌ગુણ–સદાચરણ. કરવ–કર. ઉદ્દેશ–પ્રેરણા.

તારા નીતિના રાજમાં હે! પ્રભુ તું મને પાળ. હું હમેશાં સદાચરણથી ચાલું, એવી મને પ્રેરણા કર. (૪)

અપરાધી–ગુનેગાર. ઉગાર–બચાવ. સતનામ–સાચાનામી.
નિર્લજ–લાજવગરનાં. કરગરી–કાલાંવાલાં કરી.

હું ઘણો ગુનેગાર ને પાપી છું, લાજ વિનાનાં કામ કરૂંછું, પણ

---

*ઋતુ ૭ છે. દર બબે મહિને ઋતુ બદલાય છે. કાર્તક, માગશરમાં હેમંત અને ત્યાંથી દર બબે મહીને અનુક્રમે શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ એ રીતે ૭ ઋતુ છે.

હે! સત્યનામી હું તને કરગરીને કહું છું કે એ બધાંથી તું મને બચાવ. (૫)

## કવિતા ૮ મી ઇશ્વર સઘળું જુએછે.

તીક્ષ્ણ-બારીક, ઝીણી. ગફા-ગુફા, બખોલ.

હે! પ્રભુ તેં બધી શક્તિઓ ધરેલી છે. છેક ખૂણામાં વાત થતી હોય, કે મનરૂપી ગફામાં હોય, તોપણ તું બારીક આંખથી જુએછે. (૬)

ગુપ્ત-છાનું. નિહાળતો-જોનો. ભાણ-સૂર્ય.

જેને હું છાનું જાણું, તેનો તું અજાણ્યો નથી. છાનાં કામ ધારીને જોતો તું જગતનો સૂરજ (ઇશ્વર) છે. (૭)

ભણું-બોલું. કરડાં-આકરાં. નેણ-નજર, ભમર.

અહીંઆં હું જે જે પાપ કરૂંછું, ને નઠારાં વચન બોલુંછું, તે બધાંને તું નોંધી રાખીને મારાપર કરડી નજર કરેછે. (૮)

ઇન્સાફ-ન્યાય.

જે અહીં પુન્ય પાપ કર્યા, તે બધાં જમે ઉધાર ત્યાં મુઆ પછી ઇન્સાફમાં વંચાય છે. (૯)

બેશરમાં-શરમ વિનાનાં. શુભનામ-સારા નામવાળા ઇશ્વર.

હે! બાપ મારાં નિર્લજ કામ તું ક્ષમા કર, હે! શુભનામી, હું તારા પગ પાસે શું મોઢું લઇને આવું.! (૧૦)

કદી-કોઇ દિવસ. ઠેરાવ-નિશ્ચય.

હવે હું કદીપણ મનમાં પાપ નહિં કરૂં, એવો નિશ્ચય કરૂંછું. કેમ કે પ્રભુ! તું પળે પળનો છાનો બનાવ પણ જુએછે. (૧૧)

## કવિતા ૯ મી મૂરખ રાજા વિષે.

પૂરી-નગરી. ગંડું-ગાંડો. બૂરી-નઠારી.

અંધેરી—અંધેર. ટકો—રૂપિઓ, ત્રણ પૈસા. વિવેકે—સમજણવડે.

એક અંધેરી નગરી હતી ને ત્યાંનો રાજા ગાંડો હતો. ત્યાં એક ટકાની શેર ભાજી, ને ટકાની શેર મીઠાઇ, એમ બધી વસ્તુ સરખે ભાવે વેચાય. સારી કે નરસી ચીજ વિવેકથી વેચાતી નહિં. (૧)

શિષ્ય—ચેલો. ગુરૂ—ધર્મોપદેશક. આટો—લોટ. સુખડી—મીઠાઇ.

ત્યાં એક ગુરૂને ચેલો બે જણા જઇ ચડયા, પેલો ચેલો ગામમાં ભીખ માગવા ગયો, ને દુકાને લોટ આપીને તે બદલે મીઠાઇ લીધી. અને ગુરૂ પાસે લાવીને કહે કે હું ખૂબ કમાયો. (૨)

જયાંહી—જ્યાંય. ન્યાય—ઇનસાફ. શિક્ષા—સજા.

ત્યારે તેને ગુરૂ કહે કે આપણે આંહી રાત ન રહેવું. કેમકે જ્યાં બધી ચીજ એક ભાવે મળેછે, તો ત્યાં ચોરને શાહુકારનો ન્યાય પણ એક સરખો હશે. ગુનેગારને રીતસર સજા નહીં થતી હોય. (૩)

વાસો—રાત. સધં—ઝટ, તુર્ત.

વરીજે—રહીએ. તજી—મૂકી.

આ શેહેરમાં એક રાત વાસો પણ ન રહેવું, માટે ચેલા ચાલો આપણે તુરત બીજે ગામ જઇએ. ચેલો કહે આંહી ખાવાપીવાનું પુષ્કળ મળેછે, તે મૂકીને હું તો કયાંઇ નહીં આવું. (૪)

બોધ—ઉપદેશ. ખાસો—મજાનો. યોગ્ય—લાયક.

ગુરૂએ તેને બહુ રૂડો ઉપદેશ દીધો કે, અહીં એક રાત પણ રહેવું ઘટારત નથી. અંતે તે વાત ચેલાએ માની નહીં ત્યારે ગુરૂજી તે ગામ છોડીને બીજે ગામ ગયા. (૫)

તાજા—જબરા, માતા. હાલ—હવાલ.

ચેલાજી તો ત્યાં ઘણા દિવસ રહ્યા, અને હરામનું ખાઇપીને

ખુબ મસ્તાન બન્યા. પછી તેના કેવા હવાલ થયા, તે હું કહું છું. તમે બધા ચિત્ત રાખી સાંભળો. (૬)

દોહરો.

તસ્કર–ચોર. વણિક–વાણિયો. દ્વાર–બારણું.

એક વાર ચાર ચોર વાણિયાને ઘેર ચોરી કરવા ગયા. ત્યાં ખોદતાં ઓચિંતી ભીંત તૂટી પડી, તેમાં ચારે ચોર દબાઈ મૂઆ. (૭)

પ્રભાત–સવાર. ફર્યાદ–અરજ. દાદ–રાવ, અરજ.

તે ચોરની મા સવારે રાજા પાસે ફર્યાદ કરવા ગઈ, રાજાએ ડોશીની અરજ સાંભળીને વાણિયાને ફાંસીનો હુકમ કર્યો. (૮)

ખૂન–ઘાત. ઠાર–ઠેકાણું.

તેં એવું ઘર કેમ બંધાવ્યું કે, તે ઠેકાણે રાતે ખાતર ખોદતાં ચાર ચોર દબાઇ મૂઆ! (૯)

## કવિતા ૧૦ મી—મૂરખ રાજા વિષે ભાગ ૨ જો.

વાંક–ગુનો. અપાર–ઘણો. ખોડ–કસુર.

વાણિયો કહે, એમાં કડીઆની તમામ કસુર છે. ખચિત એમાં મારી જરાએ ચૂક નથી. (૧૦)

ચૂક–ખામી. બચ્યો–ઉગર્યો.

તેથી કડીઆને શૂળી ઠરાવી, અને વાણિયો બચી ગયો. કડીઓ બોલ્યો એમાં ગારો કરનારની ખામી છે. (૧૧)

પખાલી–ભીસ્તી. લેશ–જરા.

ગારો કરનાર કહે, પાણી વધારે પડયું (તેથી ગારો નરમ થયો) એ ભૂલતો પખાલીની છે, મારો જરાએ વાંક નથી. (૧૨)

પુરપતિ–રાજા. ગુના–વાંક.

રાજાએ પખાલીને કહ્યું કે, જો તું ફાંસીએ જાય, તો ફરી આ

ગામમાં આવા ગુના થાય નહીં. (૧૩)

મુલ્લાં–વોહોરો. દીશ–તરફ. અધિક–વધારે. છાંડો–મૂકો.

પખાલીએ કહ્યું કે વોરો તે રસ્તે નીકળ્યો, તે ભણી મેં જોયું, તેથી પાણી વધુ પડી ગયું. હે! રાજા મારા ઉપરથી રોષ ઉતારો. (૧૪)

નિરાધાર–નિશ્ચય. વાર–વખત.

પછી મુલ્લાંને મારવાનો નક્કી ઠરાવ કર્યો, ને શૂળી પાસે તેજ વેળા મુલ્લાંને લઈ ગયા. (૧૫)

અંગ–શરીર. ભૂપ–રાજા.

શૂળીનું ફળું જાડું હતું, ને મુલ્લાંનુ શરીર પાતળું છે, એવી વાત ચાકરે રાજા પાસે જઇને કરી. (૧૬)

હરઘડી–વારે ઘડીએ. શોધી–ગોતી.

રાજા કહે કે વારે ઘડીએ આવીને શું પૂછોછો ? જાઓ ! કોઈ જાડાને ગોતીને શૂળીએ ચડાવી દો (૧૭).

જોગી–બાવો. રાતેમાતે–પુષ્ટ, ધીંગો.

એટલે ગોતતાં ગોતતાં એ જાડા ચેલાજી હાથ આવ્યા. તે ઘણા દહાડા ખાઈ પીને શરીરે મસ્ત થયો હતો. (૧૮)

મુદત–અવધ. અદ્‌ભૂત–અજાયબ.

ચેલો રાજા પાસેથી થોડા દિવસની રજા લઇ, ગુરૂ પાસે જઇને પસ્તાવા લાગ્યો. ત્યારે ગુરૂએ આવીને અજબ ઉપાયથી તેનો જીવ બચાવ્યો. (૧૯)

સુણ–સાંભળ. વેગે–તત્કાળ.

અવસર–સમય. વિમાન–સ્વર્ગની પાલખી.

ગુરૂએ શૂળી પાસે જઇને કહ્યું, રાજા સાંભળ ! આ વખતે જે શૂળીએ ચડે, તેને તુરત વૈમાન મળે. (૨૦)

અધિપતિ-રાજા. પૂરણપ્રતાપ-પૂરૂં સુખ.

ચેલો બોલ્યો હું ચડું, ને ગુરૂ કહે હું પોતે ચડું ! એમ કરતાં રાજા કહે હુંજ ચડું કે જેથી મને અનંત સુખનું ઠેકાણું મળે. (૨૧)

વેઠી-ખમી. આંચ-દુ:ખ.

પછી એ ગુરૂ અને ચેલાને, તે ગાઉથી પાંચ ગાઉ દૂર મોકલી દીધા. અને રાજા પંડે શૂળીએ ચડયો અને દુ:ખ વેઠયું. (૨૨)

ભૂપતિ-રાજા. નીપજે-થાય.

જુઓ ! જ્યાં રાજા ભણેલા ન હોય, ત્યાં એવા ગેરઇન્સાફ થાય. પછી તે દેશમાં સુધારો થાય એવી તે આશા કેમ રખાય ? (૨૩)

## કવિતા ૧૧ મી—નીતિના છુટક છપ્પા.

વિદ્યા લક્ષ્મીનો મુકાબલો.

લાછ-લક્ષ્મી. દીનપણુ-ગરીબાઈ. શિરોમણી-સર્વપરી.

કર-હાથ. દાસી-ચાકરડી. પામર-ગરીબ.

તળાસવું-ચાંપવું. સદવિદ્યા-સાચી વિદ્યા. પ્રૌઢા-મોટા.

વિદ્યા આગળ લક્ષ્મી, રોજ હાથ જોડીને ઉભી રહેછે, વિદ્યા આગળ લક્ષ્મી શરમાઇને ચાલેછે, વિદ્યા આગળ લક્ષ્મી નમીને પગ ચાંપેછે, વિદ્યા આગળ લક્ષ્મી, ગરીબપણાથી તાબેદાર થઇને રહેછે, સાચી વિદ્યા એ માથાનો મૂગટ છે. સાચી વિદ્યા આગળ ધન શી ગણુતીમાં ! **શામળ** કહે, સાચી વિદ્યા વિના ગરીબ જીવ મોટા પશુ જેવા જાણવા.

## સહસા કામ વિષે.

સહસા-વગર વિચાર્યું. જશવંતા-માનવંતા.

સતવાદી-સાચો, પ્રમાણિક. પાણીયા-પથ્થર.

જે પુરૂષ વિચારવંત છે, તે વગર વિચાર્યું કામ કરતા નથી. વગર વિચાર્યું કામ જે ન કરે, તે કોઈથી છેતરાતા નથી. જે પૂરા વિદ્વાન હોય તે વગર વિચાર્યું કામ કરે નહિ. એવું કામ જે ન કરે, તે સાચાને શરીર હોયછે. જે વગર વિચાર્યું કામ ન કરે, તેને કીર્તિવંત જાણવા **શામળ** કવિ કહેછે કે જે એવું કામ કરે, તેને વિદ્વાન નહીં પણ પથ્થર લેખવા. (૨)

| | | |
|---|---|---|
| કૃત—કામ. | મરજાદ—અદબ. | અચિંત—અકસ્માત. |
| કટાવે—કપાવે. | કારજ—કામ. | વિમાસવું—પસ્તાવું. |

વગર વિચાર્યું કામ કરનાર, કોઇ દિવસ માથું કપાવે, વગર વિચાર્યું કામ કરનાર લાજ, શરમ ખોવરાવે, વગર વિચાર્યું કામ કરનાર, અકસ્માત જીવ ખૂએ, વગર વિચાર્યું કામ કરનાર કદી સુખે સૂએ નહીં, વગર વિચાર્યું કામ કરનારને ઓચિંતું દુઃખ આવી પડે, **શામળ** કવિ કહેછે કે એવું કામ કર્યાથી પાછળથી હાથ ઘસવા પડે. (૩)

## ગુણ મળતા વિષે.

| | | |
|---|---|---|
| સાધુ—સારા લક્ષણવાળો. | સેહેજ—સ્વભાવીક રીતે. | વામે—છોડે. |

પંડીતે પંડીત મળે તો ઘણું સુખ પામે, સજ્જને સજ્જન મળે તો, બંન્નેનાં દુઃખ જાય, ચોખ્ખા ભેગો ચોખ્ખો ભળે તો કૃતાર્થ જાણે, સાચા સાથે સાચો મળે તો સાચની ખૂબીએ જાણે, જૂઠા માણસને જૂઠો મળે, બંધાણીને બંધાણી મળે, જેના જેવા ગુણ તેને તેવા જગતમાં સ્વાભાવિક રીતે આવી મળેછે. (૪)

## બીકણ વિષે.

| | | |
|---|---|---|
| તાતી—તીખી. | ચંચળ—સાવધ. | વાટે—રસ્તે. |
| ઘાવ—જખમ, ઘા. | ધામે—દોડે. | |

તીખી તરવાર બાંધે, પણ બીકણ સૌથી પહેલો ભાગે, તીખી (તીવ્ર, તીક્ષ્ણ) તરવાર બાંધે, પણ રસ્તેથી વહેલો પાછો વળે. તીખી તરવાર બાંધીને, પોતાની બડાઈ કરે, પૂર્વમાં રાડ પડે તો, પોતે પશ્ચિમભણી દોડે, વળી માથે ટેડી પાઘડી બાંધીને સાવચેત થઇ પહેલો ચઢી આવે, પણ સાંભળ કવિ કહેછે કે, જ્યારે મોટા ઘા માથા ઉપર પડે, ત્યારે દોટ મૂકીને ભાગી જાય. (૫)

## જીવતાને સઘળું મળે છે.

| | | |
|---|---|---|
| નિર્ધન–ધનવિના. | ઘરસુત્ર–ઘરનું સાધન. | ટાળો–ઉદ્યોગ. |
| વાંઝીઓ–છોકરાવિનાનો. | ભદ્ર–કલ્યાણ. | ફળે–આપે. |
| રાંક–કંગાલ. | તક–વખત. | |

જો કે ગરીબ હોય, પણ જીવતો રહેતો કોક દિવસ ધન મળે, દીલે દુઃખીઓ હોય, પણ જીવતો રહે તો કોક દિવસે તેનું દુઃખ જાય, વાંઝીઓ પણ તે, જીવતો હશે. તોકોક દિવસે તેને દીકરાનું સુખ મળશે, કોઇ કંગાલ પણ જીવતો હશે તો તેને એક દિવસે સારૂં ઘરબાર મળશે, જીવતા પુરૂષને કદી ભાગ્યવાન સ્ત્રી મળશે, પરંતુ મુઆ પછી કશું મળે નહીં. માટે આ વખતમાં ઉદ્યોગ કરો તો, કોઇ દિવસ ઇશ્વર પણ ફળ આપશે. (૬)

## વણિક વિષે.

| | | |
|---|---|---|
| સુલતાન–પાદશાહ. | શાહ–શાખ. | દાવાદળ–અતિશે. |
| તૂલે–તૂલ્ય, બરાબર. | વહેવાર–લેવડદેવડ. | |

વાણિયો તેનું નામ, જે ખોટું ન બોલે, વાણિયો તેનું નામ, જે ઓછું તોળી આપે નહીં, વાણિયો તેનું નામ, જે પોતાનું વચન પાળે, વાણિયો તેનું નામ, જે વ્યાજ સુદ્ધાં પૈસા પાછા આપે.

વળી વાણિયો એ નાગ સભ્યતાવાળુ, અને બાદશાહની બરોબર તેની શાખ્ય છે. પણ જો વાણિયો લેણદેણમાં ખૂટયો, તો તે બહુજ દુ:ખી થાય છે. (૭)

## કવિતા ૧૨ મી—*ટેવ પડી તે ટળે નહીં.

શીલા—પથ્થર. શ્વાન—કૂતરો. જુક્તિથી—કળાથી. પાંશરી—સીધી.

કૂતરાની પૂછડી પથ્થર સાથે સીધી રાખીને, તેપર જુક્તિથી સંભાળી પાટા બાંધીને પાંશરી કરીએ, તોપણ વાંકીની વાંકીજ, માટે જે ટેવ પડી તે ગટાડી કેમ મટે.! (૧)

આભ—ગગન. ભૂતળે—ભોંય તળીએ.

ઉંટના શરીરના બધા ભાગ વાંકા વળેલા છે, હવે કહો તેને શી રીતે ઢાંકી રાખીએ તો ઢંકાઇ રહે, તે ભોંય તળે સૂવે તોય આકાશ તરફ જુએ. માટે જે ટેવ પડી. (૨)

રીઝે—રાજી થાય. ડસે—કરડે. પ્રેમથી—હેતથી.

જુઓ, સાપની જાતની ટેવ એવી છે કે તે ખુશી હોય તો રમે, ને ખીજવાય તો કરડે, તેને ઘણા હેતથી ઘરે પાળી રાખ્યો હોય તોપણ જે ટેવ પડી. (૩)

પુષ્પ—ફૂલ. હીંગ—વઘારણી. ટાળી—મટાડી.

પુંજ—ઢગલો. પાસ—પટ, અસર.

મોટા ફૂલના ઢગલામાં વઘારણીની ગંધ પ્રસરે, પણ તેને ફૂલનો પટ લાગતો નથી. કોઇ માળી ભલેને માથાકૂટ કરે, તોપણ જે ટેવ. (૪)

કાળે—વખતે.

દૂધમાં રાખીને સાબુ લગાવીને કોયલાને ધોઇ જોઇએ, પણ તે

* ટેવ બે જાતની છે ૧ સ્વભાવીક, પડેલી.

કાળાજ હોય, કદી પણ તેની કાળી જાત મટવાની નહીં, માટે જે ટેવ. (૫)
પુર—રેલ. નીર—પાણી. ખાળી—રોકી.

કહો વળી પાણીના પ્રવાહને કોણ ખાળી શકે! અને નેવાના પાણી મોભારે શી રીતે ચઢે! એ પાણીને કોઈ ખાડામાં રોકી રાખે તો રહેશે. (કેમકે તેને નીચે ચાલવાની ટેવ છે.) માટે જે ટેવ પડી. (૬)
લઘુવૃક્ષ—કૂમળું ઝાડ. છોટાપણે—નાનપણે. કુડી—નઠારી.

નાનું ઝાડ જેમ વાળીએ તેમ વળે, તેમ નાનપણથી ટેવ મૂકીએ તો મૂકાય. પછી નઠારી કે સારી પાપની કે દયાળી હોય, પણ જે ટેવ. (૭)
ક્રિયા—વિધિ, કામ. ભેળવો—મેળવો. પઢે—ભણે.
કેળવો—સુધારો. હેળવો—રાખો.

સારી ટેવ પાડવા કામ કેળવો, તેમાં સારા ગુણ મેળવો, વળી નીતિ ભેળવો, ને તમારો જીવ પરોવો, આ પાઠ ભણીને સમજે, તે સારી ટેવ પામે. આ સારા છંદ કવિ દલપતરામે બનાવ્યાછે. (૮)

## કવિતા ૧૩ મી. વિદ્યા વધારવા વિષે.

બાગ—બગીચો. મચે—મંડે. હાલ—હાલત.
ઝુંડ—જથ્થો. ચહો—ઇચ્છો. શુદ્ધ—નિર્મળ.

જેમ બાગમાં ઝાડનો જથ્થો ઘણો થવાને મૂળમાંથી પાણી સીંચવાને મંડે તેમ જો તમે સૌની સારી હાલત થવા ઇચ્છતા હો, તો સુધારો થવાને સારી વિદ્યાનો વધારો કરો. (૧)
કૃપાળુ—દયાળુ. કયારો—કયારડો.

દયાળુ થઇને નિશાળો કરાવો, ને સઘળાના સુખનાં વિદ્યા રૂપી બી રોપો. જેમ સારી વાડ કરીને તેમાં કયારો કરે, તેમ સુધારો થવાને.(૨)
ચારણું—ચરેણું, ખોરાક. દેવે—પરમેશ્વરે. પીતામાતજેવે—ગુરૂએ.
પઢાવે—ભણાવે.

ઇશ્વરે અન્ન ખાવાને દાંત આપ્યા છે, જુઓ! માબાપજેવા ગુરૂએ અક્કલ આપી. આપણને ભણાવે તે ખરો પાળનારો છે. માટે સુધારો થવાને. (૩)

માનવી—માણસ. પ્રમાણી—માનીતો, કબૂલ. વડું—મોટું.

જે માણસ ભણેલો નહિ તેને પશુ જેવો જાણવો. ભણેલો છે તે માણસમાં માનીતો જાણવો. વિદ્યા શીખવ્યાથી મોટું પુન્ય થાય છે એમ ધારો, માટે સુધારો થવાને. (૪)

ખરેખાત—ખચિત. ઠગારા—ઠગ. જેવડે જેનાથી.

નક્કી વિદ્યાનો ભંડાર ઘટતો નથી, તેને ઠગારા ઠગી કે લુટારા લુટી જશે નહિ, જુઓ! જે વિદ્યા વડે હજારો જીવ રળી ખાય છે. માટે સુધારો થવાને. (૫)

ઢોઢ—મૂર્ખ. પાર—છેડે.

જે મૂર્ખ વિદ્યા વિમાનો હશે તે ઠગાશે, તેને દુખમાં ડુબતો જોઇને હાથ પકડો. તમે પાર ઉતરીને તેને ઉતારો માટે સુધારો થવાને. (૬)

નારી—સ્ત્રી. મર્દ—પુરૂષ. ધારો—નિયમ.

જે લખીને વાંચી જાણશે, તે આંખે દેખતો છે. જે ભણીને સમજશે, તે જીભવાળો છે. એમ જાણો. સ્ત્રીપુરૂષ બંનેનો એકજ નિયમ છે, માટે સુધારો થવાને. (૭)

કૃષ્ટ—દુઃખ. ચૂરો—ભૂકો. ધિક—છીટ, શીટકાર.

ભણેલો કોઈ દિવસ પણ દુઃખ કાપી શકે, જે ભણેલો નથી તે બહુ પસ્તાય છે, તેથી ધારે છે કે મારી જીંદગીને ધિકાર છે, માટે સુધારો થવાને. (૮)

માલ—નફો, કિંમત. કથી—વરણવી. છોટા—નાનો.

ખચિત્ત આ વાતમાં મોટો લાભ છે, હું વિસ્તારીને કહુંછું કે એને

નજીવો ગણશો નહિ. માટે બધે ઠેકાણે નિશાળો કરાવો, એવું મોઢેથી **દલપતરામે** માગ્યું. (૯)

## કવિતા ૧૪ મી દમયંતી નળનો વિયોગ ભાગ ૧ લો.

દમયંતી—વિદર્ભદેશના રાજા ભિમકની દીકરી. ભામની—ભય પામેલી સ્ત્રી. ભે—બીક.
વલવલે—ટળવળે.

વિદર્ભ રાજાની કુંવરી વૈદર્ભી વનમાં અંધારી રાતે ટળવળે છે, તે સ્ત્રી જાતને વળી એકલી તેથી તેને ઘણી બીક લાગે છે. વૈદર્ભી વનમાં ટળવળે છે. (૧)

રસના—જીભ. જાપ—જપ. જપતી—મનમાં ગોખતી. પાય—પગ.

તે જીભે નળનુંજ નામ લે છે, તેનાજ નામનો મંત્ર જપ્યા કરે છે તેને શરીરનું ભાન નથી, તેથી પગે કાંટા વાગે છે, વૈદર્ભી વનમાં. (૨)

નીર—પાણી. રૂધીર—લોહી.

રડી રડીને આંખો રાતી થઈ ગઈ, તેમાંથી આંસુના પાણી ખૂટ્યાં, બંને આંખમાંથી ધાર પડે છે, ને લોહી વહે છે. વૈદર્ભી. (૩)

આખડે—અટકાય. પાય—પગ. કેશ—વાળ.

ને હીંડતાં અથડાય, પગે ઠેશ વાગે, ને કાંટામાં વાળ ભરાય છે, ત્યારે ચાલતાં ઉભી રહે છે. વૈદર્ભી (૪)

ઉઝરડા—નહોર. શોણિત—લોહી.

તેના શરીરે બહુ કાપા પડયા છે, તેમાંથી લોહીની ધાર વહે છે. તો પણ મોઢે **નળનળ** સિવાય બીજો વિચાર તેને આવતો નથી. વૈદર્ભી. (૫)

ગરાડ—ઉંચા, મોટા. અશુદ્ધ—બેભાન. ઉર—મન.
ધડકે—ધબકે. બરાડ—પોકાર.

ઉંડાં ખાતરા ઉતરે, ને મોટાં ઉંચા ડુંગરા ઉપર ચડે, વાઘ પોકાર મારે તોપણ તેનું દીલ બેભાન થતાં થડકતું નથી. વૈદર્ભી. (૬)

ટીંબાટેકરા—ધાર, ડુંગરા. ફુફવે—ફુંફાટા મારે.
ઘુંઘવે—ઘોંઘાટ કરે. ભયાનક—બિહામણી.
બોય—ખાડો.

આડે રસ્તે ટેકરા ટેકરીઓને બિહામણી ખાડો આવે, દરમાં સાપ ફુફાટા મારે, તથા ઘો પણ ઘુરકે. વૈદર્ભી. (૭)

મીછ—જાણ, ખબર. વરૂવણીઆર—નહાર, વંડેરા નામે જનાવર.

પશુ પંખીના ઘણાં સાદ તેની જાણમાં ન આવે, નારને વણીઆર બહુ બોલે, ને પાછળ રીંછ ધસે. વૈદર્ભી. (૮)

છીંકારત્રા—હરણની એક જાત. ફાલુનાદ—ફાઉડીના સાદ.
ચીત્રા—ચીતા, વાઘ.

ત્યાં હરણાં કુંકારા કરે, ચીત્રા વાઘ તળપ મારે, ફાઉડીના સાદ ઘણા થાય ને શિયાળ બહુ બોલે. વૈદર્ભી. (૯)

શીમલ—શીમાળો. સદડી—સરદડી. શેકટો—શરગવો.

આંબા, આમલી, લીંબડા, ને એખરાના ઝાડ ઘણા છે, શીમળો, સરદડી, ને સરગવો વિગેરે ઝાડોથી સારો રસ્તો પણ જડે નહીં. વૈદર્ભી. (૧૦)

કંટાળી—હાથીઓ થોર. કાંચકી—કાંચક. બોર—બોરડી.

બેર, ખાખરો, ને કાંકચ, કંટાળી ને થોરીયા બિહામણા બાવળીઆ ને બહુ બોરડીઓ, તેથી રસ્તો સુઝે નહિ. વૈદર્ભી. (૧૧)

સુંદરી—રૂપાળી સ્ત્રી. કામની—સ્ત્રી. ઝંટીઆ—વાળનીલટ.
[illegible]—પગ. ઝાંખરૂં—જાળું.

[illegible] તે રાણી ભટકાઇ પડી જાયછે, ને વેલા પગે વીંટળાય છે,

તે બાઇના વાળ છૂટા તેથી ઝરડામાં લટીયાં ભરાયછે. વૈદર્ભી. (૧૨)

અંગશુ—શરીર સાથે. શુદ્ધ—ભાન.

તેના શરીરે ઝાડ અથડાય, ને શરીરનું ભાન નહિ, તેથી કાંટામાં પગ મૂકાયછે, તોપણ નળરાજાનું સ્મરણ કરતી જાયછે. વૈદર્ભી. (૧૩)

રેણી—રાત. પ્રીછે—જાણે. ઘોર ભયંકર. તન—શરીર.

રાત કે દિવસ જણાય નહિ, એવું અઘોર વન, વળી ભયંકર શિહાગણા શબ્દ થાય તેથી શરીર કંપે વૈદર્ભી. (૧૪)

અન્નઉદક—અન્નપાણી નિંદ્રા—ઉંઘ. સૂવન—સૂવાનું.

તેને અન્ન કે પાણી નહિ, ઉંઘ પણ નહિ, તેમ નહિ બેસવું કે નહિ સૂવું. એમ ભટકતાં ભટકતાં તે વનમાં ત્રણ દિવસ થઈ ગયા. વૈદર્ભી. (૧૫)

---

## કવિતા ૧૫ મી દમયંતી નળનો વિયોગ ભાગ ૨ જો.

ભાગની—ભય પામેલી સ્ત્રી. ઉચ્ચાર—બોલ

નૈશદદેશના રાજા નળના રાણી દમયંતી ભૂલી પડેલી વનમાં ભટકેછે. મોઢે હે નળ ! હે નળ !! વિના બીજું વેણ નથી. દમયંતી વનમાં ભૂલી ભટકેછે. (૧)

કાજળ—આંજણ. દેહડી—કાયા.

વ્યાકુળ—ગાભરી, બાવરી. પટકુળ—ચીર, વસ્ત્ર.

તેની આંખનું આંજણ આંસુથી ધોવાઈ ગયું. ને તેનો સ્વામી નળરાજા તેનું પેહેરેલું વસ્ત્ર ફાડી જતો રહ્યો. તેથી તેની અડધી કાયા ઉઘાડી રહી, તે દુઃખે ને ગભરાઇ ગઈ. દમયંતી. (૨)

ઉલટ—હોંશ. ભાળ—ખબર. ભૂપાળ—રાજા. કટ—કેડ.

એવામાં એક ચીતરો વાઘ દીઠો, તેને હોંશથી ધિરજ રાખી, નળરાજાની ખબર પૂછી કે, ભાઈ, તારા જેવી કેડછે. તે નળરા-

જાને દીઠાતા ! દમયંતી વનમાં. (૩)

સાર્દુળ–સિંહ. વહાલ–હેતે. નૈશદનાથ–બંગાળામાં નૈશદ-દેશનો રાજા નળ.

પછી એક સાવજને વનમાં દેખીને તેને હેતથી પૂછેછે, કે તને આ રસ્તે નૈશદ દેશના રાજા નળ ક્યાંઇ ગયા ! તારા જેવી તેની ચાલ છે. દમયંતી વનમાં. (૪)

સાવજ–સિંહ. વનદેવી–વનની માતા. કંપાય–ધ્રુજે.

તે વાઘ તો ગભરાયો ને બીકથી નાસવા લાગ્યો, આ વનની માતા અમને પકડશે. એમ જાણી બીજા પશુ પણ ધ્રુજવા લાગ્યાં દમયંતી વનમાં. (૫)

દ્રુમ–ઝાડ. તરૂપતિ–વૃક્ષરાજ. દીસે–દેખાય.

એક ઉંચા ઝાડને પૂછ્યું કે, તારી ડાળ આભમાં ગઇછે, માટે હે વૃક્ષરાજ ! મારી વતી જો. ક્યાંઇ રાજા દેખાય છે ! ! દમયંતી. (૬)

ઉત્તર–જવાબ. પુન્યશ્લોક–ધર્માત્મા. પરહરવું–છોડવું.

ઝાડ જવાબ દે નહીં, તેમ તેમ રાણી રૂવે. ને કહે કે પુણ્યવાન નળરાજાએ મને તજી, તેથી સૌ મારા વેરી થયા. દમયંતી. (૭)

અજગર–મોટો સાપ. વિકાશી–પહોળું કરી. પ્રીછયો–જાણ્યો.

વાટમાં–રસ્તામાં. મુખ–મોઢું. પાગ–પગ.

એવામાં એક મોટો સાપ મોહોડું ફાડી, રસ્તામાં પડયો હતો. તેને દમયંતીએ જાણ્યો નહીં, તેથી તેના મોંમાં પગ મૂકયો. દમયંતી. (૮)

જાનુ–જાંઘ. વિખ–ઝેર. અધિર–અધીરી, આકળી.

સાપે તેનો પગ જાંઘ સૂધી ગળ્યો, તેથી રાણીને આખે ડીલે ઝેર ચડયું. અને આકળાઇને નળરાજાને સાદે બોલાવા લાગી. દમયંતી. (૯)

ભક્ષ–ખોરાક, ખાવાનું. ચક્ષ–આંખ.

સાપતો મનમાં ખૂશી થયો કે, આજ ભલો ખોરાક મળ્યો! પણ વૈદરભી ઘણું કલ્પાંત કરવા લાગી. તેના આંખના ડોળા ઊંચા ચડી ગયા. દમયંતી. (૧૦)

કંઠે–ગળે. શોષ-શેરડો. રસના–જીભ.

તેનું ગળું રૂંધાવા લાગ્યું, ને મોઞે પાણીનો ત્રાસ પડ્યો. ને કહે કે આ મરવા ટાણે મારૂં કોઈ નથી. તોપણ જીભે નળનું નામ લે છે. દમયંતી (૧૧)

પારધી–શિકારી. ધાઇ–દોડી. શ્યામા–સ્ત્રી.

એવામાં રાણીને રોતી સાંભળીને, એક વાઘરી દોડી આવ્યો. ને રાણીને દીઠી તો પગ સાપના મોંમાં પકડેલો છે. દમયંતી. (૧૨)

જુગત–તદબીર. પાય–પગ. પત્ની–રાણી.

તે વાઘરીએ સાપને કુહાડીના ઘાઓ કરી માર્યો. અને જાળવીને નળ રાજાની રાણી દમયંતીનો પગ છોડાવ્યો. દમયંતી ભૂલી પડેલી વનમાં ભટકે છે. (૧૩)

## કવિતા ૧૬ મી—*વિકટોરિયા રાણી વિષે.

તતખેવ–તુરત. થીર–શાંત. નવીન–નવું. તાજ–મૂગટ.

હે! દેવના દેવ પરમેશ્વર, તું તરત દિલમાં દયા ધર. જે રાણીજી-ના રાજથી અમે નચિંત થઇ સુખી થયા. તું હમેશાં તેના મૂગટમાં નવું ચડતું તેજ આપ. હે પ્રભુ! રાણી વિકટોરિઆને આ રાજમાં સદા સુખી રાખ. (૧)

*વિકટોરિયા—હાલમાં જે ઈગ્લાંડના તખ્તપર બિરાજી આપણા પર 'કૈસરેહિન્દ' એ નામથી અમલ ભોગવે છે તે આપણી મહાન પ્રતાપી રાણીનું નામ છે.

પ્રેમવાળી—હેતવાળી. ચતુરાઇ—ડહાપણ. કસુર—ખામી.
ચિત્ત—મન. લવલેશ—લગાર.

એ મોટી પ્રીતિવાળી, દિલની દયાળુ, બુદ્ધિવાન બાઇછે. તેના મનમાં ઘણુંજ ડહાપણ ભરેલું છે. હે પ્રભુ ! (૨)

દુષ્ટતા—પાપનાં કામ. કષ્ટ—દુઃખ. સંહાર—નાશ.
પુષ્ટ—મચેલા, જબરા. ભ્રષ્ટ—નઠારા. સદ્ય—તુરત.

જે નઠારા કામમાં મચેલા તેના વેરી આ જગતમાં હોય, જેઓ માણસને દુઃખ દે, ને નઠારા વિચારમાં ફરતા ફરે; તેનો તુર્ત નાશ કરનાર આ સમામાં પ્રભુ તુંજ છે. હે પ્રભુ ! (૩)

છળકપટ—દગાફટકા. ઝપટ—બધા. વેરી—શત્રુ.
ખળ—લુચ્ચા. ચપટ—ચીપટ, જમીન દોસ્ત. વાજમાં—વેગમાં.

હે ! ઇશ્વર તું આ વખતે ઉઠીને અમારી વિનંતિ મનમાં લે. લુચ્ચા લોકોના દગાફટકા છે, તે સર્વને જમીનદોસ્ત (પાયમાલ) કરી નાંખજે; એ શત્રુઓના રહેઠાણને તું ઝડપથી તોડી નાંખજે. હે પ્રભુ ! (૪)

વિશેષ પ્રતાપ—ચડતું તેજ. રીપુ—દુશ્મન. છાજ—છાજું.
શુદી—અજવાળીઉં. નિર્મૂળ—મૂળ વગરનું.

જેમ ચંદ્રનો પ્રકાશ અજવાળીઆમાં રોજ રોજ વધતો જાય, તેમ તારા વડે મહારાણીનું તેજ ચડતું રહેજો. એના શત્રુના વંશને છાજના છોડની પેઠે મૂળ વિનાના કરી નાંખજે. હે પ્રભુ ! (૫)

રિદ્ધિ—પૈસો. મનોરથ—મનની ઇચ્છા.
સિદ્ધિ—મનનું ધારેલું કામ થાય તે. કરતાર—ઇશ્વર.
અખૂટ—ખૂટે નહીં એવો કોઠાર. કુશળ—આરોગ્યતા.
રાજ સમાજ—રાજ સભા.

તારા અખૂટ ભંડારમાંથી ઘણીજ દોલત એને આપજે, તેના મ-

નની ઇચ્છા પૂરણ કરીને, એનાં બધાં દુઃખ કાપજે. હે! સ્રજનાર એના સઘળા રાજમંળમાં કુશળતા આપો હે પ્રભુ ! (૬)

અચળ—ખસે નહીં એવો. સુખકાર—સુખ કરે એવો.
વિસ્તાર—વધારો. અમલ—હુકમ.

ઘણાં વર્ષ સુધી એનું રાજ અમારા ઉપર કાયમ રહેજો. વળી એના કુટુંબનો વધારો લોકોને સુખદાયક જગતમાં થજો. પ્રભુ કૃપાથી એનો અધિકાર ઘણા દેશ અને બેટમાં જામો. હે પ્રભુ! (૭)

નિર્દોષ—દોષ વગરનો જામજો—થજો જયજયકાર—ફતેહ.
નિશ્ચળ—સ્થિર. પ્રતિદિવસ—રોજરોજ. વાણી—વચન.
ગાજમાં—ગર્જીને. ગાન—ગાયન.

એનો દોષ વિનાનો ઇનસાફ, સ્થિર થઈ દુનિયામાં પથરાજો. હમેશાં હજારોવાર જયજયકારનાં વચન બોલજો. અમે ઉંચે સાદે એના ગુણનું ગાયન ગરજીને કરીએ. હે પ્રભુ! ( ૮ )

શુભ—સારા. સ્નેહ—હેત. નવીન—નવા. રચેલ—બનાવેલ.

હેત રાખી પ્રભુની પ્રાર્થના કરીને, મોઢેથી એવું માગો, કે જગતમાં રાણીની ફતેહ થજો, ને એના દુશ્મનનું જોર પડી ભાગો. સાચા ભાવથી તમે સઘળા ગામેગામના સારા માણસો તેના ગુણ ગાજો. આ સારા નવા નવછંદ કવિ **દલપતરામ**ના બનાવેલા છે. (૯)

## કવિતા ૧૭ મી ગુજરાતમાં વિક્ટોરિયા રાણીનું રાજ સ્થપાયા વિષે.

ગુર્જરી—ગુજરાતની. બિરાજે—શોભે. રૂડું—સારૂં.

વિક્રમ સંવત ૧૯૧૫માં વળી બેસતાજ વર્ષના શુભ વખતમાં, જ્યાં ગુજરાતની રાજધાની ( અમદાવાદ ) શોભેછે ત્યાં આજથી ગહારાણીનું સારૂં રાજ્ય થયું. ( ૧ )

થોક–ટોળાં. ઊર–મનમાં. વડોવાર–ઉજળો દિવસ.

તેથી સૌના મનમાં એવો હર્ષ ઉપજ્યો કે, જેમ ધનનો લાભ થાય, કે ધાર્યું કામ થાય તેમ વિવાથી અધિક પર્વ હોય એમ શોભે. એવું આજથી રાણીજીનું સારૂં રાજ્ય થયું. ( ૨ )

ઉમંગે–હોંશે. શાહીબાગ–શાહજહાંની વાડી.

તે દિવસે લોકોનાં ટોળેટોળાં મોટા આનંદથી ફરવા લાગ્યાં તેમ શરીર ઉપર બહુ સ્વચ્છ લૂગડાં પહેર્યાં હતાં તે સૌ એજ કામ માટે શાહીબાગમાં ગયાં એવું આજથી. ( ૩ )

સ્વાર–ઘોડે સ્વાર. પાળા–પગે ચાલનાર.

ત્યાં સૌ સાહેબ લોકોની મંડળી મળી, ને હોંશેથી ઘણા શેઠીઆઓ મળ્યા. તેમ ઘણા સ્વારને પાળા પણ ભેગા થયા. તથા બંધુકના અવાજ ગાજી રહ્યા. એવું આજથી ( ૪ )

હર્ષ–આનંદ, હરખ. શ્રુણાવી–સંભળાવી. વધાઇ–વધામણી. ગર્જના–ગડગડાટ.

આ જાહેર વધામણી વાંચી સંભળાવ્યાથી ઘણો હરખ ઉપજ્યો, તેમાં સારાં રાગના વાજાં વાગી રહ્યાં. ત્યાં તોપના અવાજથી ગર્જના થઈ રહી, એવું આજથી. ( ૫ )

દીપમાળા–દીવાની રોશની. ઓપી–દીપી, ઝળકી.

સર્વ ગૃહસ્થો ઘેર જઇને સારા જમણ જમ્યા. એજ રાત્રે દીવાની સારી રોશની બનાવી, તેમાં "ઇશ્વર રાણીનું રક્ષણ કરો" એવા લખેલા અક્ષર દીપી રહ્યા, એવું આજે. ( ૬ )

ભાષણ–વ્યાખ્યાન. પુષ્પગોટા–ફૂલના તોરા. નવાજે–અપાય.

ત્યાં રાજમહેલમાં મોટા લોકો મળ્યા, તેમને ભાષણો સંભળાવી ફૂલના તોરા આપ્યા. કવિ (દલપતરામને) નવી શાલ પાઘડી બક્ષીસ અપાઈ, એવું આજે. (૭)

ખેલ—તમાસો. દૈત્ય--રાક્ષસ, રાવણ.

પછી આતસ બાજીની રમત સારી રચી, એ ખેલ વખતે ઘણા લોક ત્યાં જઈ જોતા હતા. જાણે દૈત્યનો દેશ (રાવણની લંકા) બળે એવું દેખાતું હતું. એવું આજે. (૮)

### દોહરો.

ઉત્સવ—ઓછવ. સમાજ—સભા. અચળ—સદાય.

એ રીતે રૂડો તેહેવાર થયો, તે બધું સભામંડળ ખુશી થયું, તેઓ સર્વ હાથજોડી પ્રભુને કહે કે આ રાજ્ય સદાય કાયમ રહો.

---

## આતસબાજીનું વર્ણન.

આતસબાજી—દારૂખાનું. વ્રજ-ગોકુળમથુરાંનો દેશ.
બળગી—છેડી. દાવાનળ—વગડાનો અગ્નિ.
ભભકાર—દબદબો. જ્વાળામુખી—ઝાળનું શિખર.
છબી—તસવીર. લોચન—આંખ.
ત્રિલોચન-શંકર. (જેને સૂર્ય, ચંદ્ર, અગ્નિ એ ત્રણ ચક્ષુછે.)
ઉપમાં—લાયક, શોભા. સમે—વખતે.

જાણે આઘે લંકા નગરી કેમ બળતી હોય! તેના ભભુકાથી રાવણની છબી ભાગી. અથવા વ્રજદેશ (ગોકુળ મથુરા) ના વગડાનો અગ્નિ ક્યાંથી સળગ્યો! જેના મૂખની ઝાળ આકાશમાં ગાજી રહી. કાંતો શીવજીની ત્રીજી આંખ ઉઘડી હોય એવી ઉપમા **દલપતરામ** આપેછે. એવી આજની રાતે રાજસભાની આગળ આતસબાજી છૂટી.(૧)

---

## કવિત મનહર.

દીસે—દેખાય. સમાન—સરખો. આંચ—ઉનો વા.
પલ્લો—છેડો. ત્રાસ-તોબા. જમાન—તારનાર.

પેલો મેલો ઘેલો આગ ખેલમાં ઉભેલો છે. તે જુઓ, તે ગો-

દડે વીંટેલો ગણે હનુમાનજી આવેછે કે શું! તેના હાથ દારૂવાળા દેખાયછે, દાઢીને મોં પણ કાળું દેખાયછે, વળી પાઘડીનો છેડો વાંસે પૂંછડા જેવો દેખાયછે. ત્યાં લોકો પણ ડરીને દોડાદોડ કરેછે, પણ જેના ઇશ્વર સાક્ષિછે. તેને કશી ઝાળ લાગતી નથી તે ઠેકાણે ઠેકાણે આગ લગાડી ઠેકતો છેટો ખસેછે. આતે હનુમાનજી હશે કે મુલ્લાં સુલેમાનજી! (૨)

## કવિતા ૧૮ મી પડઘા વિષે.

વિકટ—વસમો. વનરાજ—વનનો રાજા. ગર્દોન્મત—અહંકારથી છકેલો. અવર—બીજા.

એક ભયંકર ઝાડીમાં વનનો રાજા મોટો સિંહ રહેતો હતો. તે મનમાં ઘણોજ ગર્વ રાખતો, કે મારા જેવો બીજો કોઇ જબરો નથી. (૧)

અવસર—વખત. ત્રાડ—બરાડ. પડઘા—સમપ્રત્યાઘાત.

એણે એક સમે ત્યાં મોટી ગર્જના કરી, ત્યાં ઝાડના જથ્થામાં તેવોજ પડછંદો પડયો. (૨)

ધ્વની—શબ્દ, અવાજ.

ત્યાં રહી રહીને વિચાર કરે જે આ બોલનાર ઓણ કોઇ નવો આવ્યો. સિંહ કહે તું કોણ છું? ત્યાં પડઘો કહે તું કોણ? (૩)

મુજને—મને. ટુંકારે—તુચ્છકાર.

સિંહ કહે તું મને ટુંકારો કહેછે? ત્યાં પડઘો થાયછે કે ટુંકારો, આ કહે તને ક્રોધથી મારીશ, નીકળ બહાર. તો તે પડઘો સાગો તેવોજ બોલ આપે. (૪)

ઉચ્ચારતાં—બોલતાં. પ્રતિઘોર—પડછંદો, પાછો બોલ.

સિંહ કહે હું વનનો રાજાછું, તું તો ચોર છો. તેવોજ પાછો બોલ

સંભળાય કે હું વનનો રાજા છું તું ચોર છો. એવી રીતે બોલતાં સામા વેણ એવાજ પડવા લાગ્યાં. (૫)

ચહે—ઇચ્છે. કેશરી—સિંહ.

સિંહ સમજ્યો કે રખે આ મારૂં વનનું રાજ લેવા કોઇ ઇચ્છતો હોય, એવું ધારીને તેને જોવા સારૂ એ સિંહ રીસ ચડાવીને કૂદતો ચાલ્યો.(૬)

હૈડે—મનમાં. ગર્વ—મગરૂબી. તરૂ—ઝાડ. ગિરિ—પર્વત.

મનમાં હિમ્મત રાખીને બધે ઠેકાણે ઠેકતો ફર્યો, મનમાં અહંકાર આણીને ત્રાડ મારતો ઝાડ, પહાડ બધે ફરી વળ્યો. (૭)

શાણો—ડાહ્યો. અવર—બીજો. વનપાળ—વનનો પાળનાર રાજા.

એવું જોઇને ત્યાં એક ડાહ્યા શિયાળે તેને કહ્યું હે વનપતી ! એ અવાજ આપનોજ છે. વનરાજ તમારા વિના બીજા કોઇનો નથી. (૮)

શ્રૂણી—સાંભળી. શાન્ત—ટાઢો. ભ્રાંતી—શક.

એ રીતે શિયાળે તેને સ્પષ્ટ રીતે સમજાવ્યો, તે સાંભળી સિંહ ઠંડો પડયો. તે બધાં કારણ યથાર્થ સમજ્યો, એટલે તેના મનની શંકા ટળી ગઇ. (૯)

બોલ—વચન તોલ—બરાબર.

એ રીતે આ લોકોમાં જેવા બોલ બોલે, તેવાજ પાછળથી પ્રત્યાઘાત થાય. (૧૦)

શ્રૂણીએ—સાંભળીયે. ભલો—સારો. કથેથી—કહેથી.

સારો કહ્યાથી સારો શબ્દ સાંભળીયે, બાળક કહ્યાથી બાળક, કોઇના જશ ગાયાથી જશ જડે, ને ગાળ દીધાથી ગાળ મળે. (૧૧)

વદવું—બોલવું. અણુવિચાર—વગર વિચાર.

માટે વિચારીને વચન બોલવું **દલપતરામ** કહે છે કે અવિચારથી છૂટી જીભે એક પણ શબ્દ કહેવો નહીં.

## કવિતા ૧૯ મી—મનને ઉપદેશ.

ખળ—લુચ્ચું. ચપળ—ચાલાક. ચોદશ—ચોતરફ. માયા—મમતા.

મનને સો વખત સમજાવું, તોપણ શું મનમાનતું નથી! મન ખંધુ, કઠણ, કડક, ફગી જાય એવું ને ચોરછે. તેમ તે વશ ન થાય એવું ચિત્ત ચોગમ ફર્યા કરેછે. (ટેક) મન ભૂતની પેઠે ભમ્યા કરેછે, તે મમતામાં રમતું ફરેછે, એને ઇશ્વરનું ભજન ગમતું નથી. મનને સો વાર. (૧)

કિંકર—ચાકર. મિથ્યા—ફોકટ. અવસર—વખત. આણે—લાવે. ભય—બીક. માણે—ભોગવે. ઉર—મન.

હે મન! તું જમરાજના દૂતનો ડર ગણતું હોય તો આ ખોટા સુખને કેમ ઇચ્છે! ગયો વખત ધ્યાનમાં લાવતું નથી. મનને (૨)

મુદગળ—મગદળીયું. દ્વાર—બારણે. મર્કટ—વાંદરો.

માથા ઉપર મોટા ઘોકાનો માર પડે, તોય પણ ફરીને તે ઠેકાણે બાઝે, જેમ માકડું મારખાય તોય ફળ દેખીને ઝાડે ચઢે (તેવું મન છે) મનને. (૩)

પ્રપંચ—છળભેદ. હરિ—પ્રભુ. ભવજળ—સંસારરૂપી દરિયો.

*પ્રીતમદાસ કહેછે કે છળભેદ છોડી દીધાથી, અને હમેશાં ઇશ્વરનું ભજન કરવાથી આ સંસાર સમુદ્ર તરતાં વાર લાગતી નથી, મનને. (૪)

---

સંત—સાધુ. શુદ્ધમાર્ગ—સાચોમાર્ગ. રાશી—ઢગલા. ગર્ભમાં—ઉદરમાં. બંધન—ફાંસો. જડબુદ્ધિ—મંદબુદ્ધિ.

પ્રભુના ભજન વિના આ દુનિયા રૂપી દુઃખના દરિયાનો છેડો આવે નહિ હે મૂઢ મતિજીવ! તને સાધુ પુરૂષ વિના ખરો રસ્તો બીજો

---

* પ્રીતમદાસ—સંધેસરનો ભાટ સંવત ૧૮૩૮ માં હતો.

કોણ બતાવે ! (ટેક) તેં ઘણા દુઃખના ઢગદીઠા, વારંવાર માતાના ઉદરમાં વસ્યો, તો પણ માયાના પાસથી છૂટી શક્યો નહિ. પ્રભુના ભજન (૧)

મણા–ખામી. પરીવાર–વંશ, વિસ્તાર. જગદીશ–જગતનોધણી.

તને માણસનો અવતાર મળ્યો તેમાં કશી ખામી નથી. વળી પૈસો, અન્ન, છોકરાં છૈયાં બહુ થયાં. માટે હવેતો તું ઇશ્વરના ગુણ ગા. પ્રભુના ભજન. (૨)

અવની-પૃથ્વી. કોઠાર–ભંડાર. અંબાર–ગંજ, કંકર.
કુકર્મ–નઠારાંકામ. અઘઓઘ–પાપનોઢગલો. ભજન–કીરતન.

તેં પૃથ્વી ઉપર જન્મ લીધો, પણ નઠારાં કામનો ભંડાર ભર્યો. પાપના થોકનો તો ગંજ કર્યો, પ્રભુના ભજન. (૩)

જડરૂપ–હાલેચાલે નહિ એવી દશા. વર્ષા–વરસાદ. સહ્યો–ખમ્યો, વેઠયો.
શીત–ટાઢ. તાપ–તડકો, કષ્ટ. કલેશ–દુઃખ.

તું ઝાડ પહાડ જેવો સ્થિર હતો, તેં ટાઢ, તાપ, ને વરસાદ બહુ વેઠયા, તારાં દુઃખ કોઇથી વર્ણવી શકાય નહિ, માટે પ્રભુના. (૪)

ચેતી–સમજી. સોડ–ઘૂમટો.

**પ્રીતમ કવિ** કહેછે હે જીવ ! તું સમજીને ચેત, અજ્ઞાનનો સોડો તાંસીને શું સુતોછે ! તારે માથે મોતની બીક જાણીને ઉઠ. (હરિનું ભજન કર) પ્રભુના ભજન વિના આ દુનિયારૂપી દુઃખના દરિયાનો પાર આવે નહિ. (૫)

---

## કવિતા ૨૦ મી પરચુરણ છપ્પા મહા દુઃખ વિષે.

આળ–તહોમત. પ્રીય–વહાલો.

માથા ઉપર કલંક આવે તે મોટું દુઃખ, માલ જાય એ પણ મોટું દુઃખ ઘણું અપમાન થાય એ મોટું દુઃખ, શરિરે રોગ થાય

એ પણ મોટું દુ:ખ, ઘરની સ્ત્રી વંઠી જાય એ મોટું દુ:ખ, તેમ કોઇ સાથે વેરથી લડાઇ થાય એ પણ મોટું દુ:ખ, હિમ્મત હારી જાય એ મોટું દુ:ખ, કશાનું ઝેર ચડે એ પણ મોટું દુ:ખ, વળી માંથે મોતનું તેમજ ઘરખટલાનું દુ:ખ એ પણ મોટું છે, **શામળ કવિ** કહેછે કે વહાલો દીકરો મરીજાય એ વળી સઘળા કરતાં મોટું દુ:ખછે. (૧)

## કોણ જીવ્યો?

અણભેપદ–બીક વિનાનું સ્થાન. ખ્યાત–કીર્તિ. પરકાજે–પાર-
વિમળ–સ્વચ્છ. | શરણાગતને બચાવવો. લઘુ–નાની. કાને કાજે.

જગતમાં જીવતો પુરૂષ એ કહેવાય કે જેણે પારકાના દુ:ખ કાપ્યાં. જગતમાં જીવતો એજ કહેવાય કે જેણે બીક વગરની જગ્યા આપી, (બચાવ્યો) જગતમાં જીવતો એજ કે જેની કીર્તિ દશે દિશાએ ફેલાઇ, જગતમાં એજ જીવ્યો કે જેણે નાનપણથી કુળની લાજ વધારી, જગતમાં તેજ જીવ્યો કહેવાય કે જેની સારી કીર્તિથી તેનાં ચોખ્ખા ગુણ જણાયા. **સામળ કવિ** કહેછે કે સપૂત નર જીવ્યો એજ કહેવાય કે જે પારકાના કામ માટે જીવ આપે. (૨)

વણરત–રૂતુ વિના. વીશી–વીશ વર્ષ પહેલાં. શ્રણ્યો–સાંભળ્યો.
મેહ–વરસાદ. માયાજીત–માયાને જીતે એવો. અવસર–વખત.
દુષ્મન–વેરી. મંડાણ–મૂળથી, પ્રારંભ. ચિત્તમાં–મનમાં.

રૂતુ વિના વરસાદ આવે તેથી અન્ન પાકે નહીં, પોતાનું પુરૂં સામર્થ્ય દેખાડયા વિના શત્રુ હારે નહીં, વીશ વર્ષની વયમાં જે હોંશથી વિદ્યા ભણ્યો નહીં, માયા માંડીને જીત્યો એવો કોઇ પણ કાને સાંભળ્યો નથી. ગયેલો વખત ફરીને આવતો નથી, પછી તેનો ગનમાં પસ્તાવો થાય, વાસ્તે **સામળભટ** કહે છે કે પ્રથમથી જે મા-

ણુસ ચેત્યો નથી, તેને વાંસથી અફસોસ કરવો પડે. ( ૩ )

## વિનય વિષે.

વિનય–નમ્રતા. સુજશ–સારી કીર્તિ. વિશ્વ–જગત.
થાવર–અચળ. વાદ–તકરાર. વશીકરણની–વશ કરવાનો મંત્ર.

નમ્રતાનો વિવેક બધા સારા માણસમાં શોભે છે, નમ્રતાની વિધા, તે હમેશાં કાયમ થઇ રહે છે, નમ્રતાથી સર્વ લોકો મળી સારી કીર્તિ આપે છે, નમ્રતાથી રાજા કે ગરીબ કોઈ કજીઓ કરતા નથી, માટે જગતમાં નમ્રતા સૌથી મોટી છે. નમ્રતાથી ધર્મને રસ્તે ચડાય છે, **સામળ** કવિ કહે છે કે વશ કરવાની વિધા નમ્રતામાં વાસ કરીને રહી છે. ( ૪ )

## કુસંપની વાણી વિષે.

કુત્સીત–નઠારો. મહીશ–પાડો. ગર્ધવ–ગધેડો.
કપોત–હોલો. મની–બિલાડી. કાણી–વાત.
ઊલુક–ઘુવડ. અજ–બકરો. ગીરા–વાણી.
શ્વાન–કૂતરો. ભ્રષ્ટ–નઠારી. અપશુકન–નઠારા પરિણામનું ચિન્હ.
બડી–મોટી. વૃથા–ફોકટ. વાદ–તકરાર.
કુર–ઘાતકી. કુસંપ–અણબનાવ. વાણી–વેણ, વચન.

કાગડાની ને હોલાની વાણી નઠારી છે, એવું સઘળા કવિ અવખોડીને કહે છે. કૂતરો, પાડો, બિલાડી ને બકરાના બોલ પણ ખરાબ છે એમ કવિઓ મોઢેથી વાતો કહે છે. ગધેડો, ગીધ, અને ઘુવડની વાણી જગતમાં અપશુકનવાળી લોકો જાણે છે. **દલપતરામ** કવિ કહે છે કે એ સઘળો વિવાદ મિથ્યા છે, પણ સઘળાં કરતાં અતિ નિર્દય કુસંપની વાણી છે. ( ૫ )

## જીવતર વિષે.

વિદ્યાભ્યાસ–વિદ્યાનો મહાવરો. અળગું–છેટું. કુપાત્ર–નઠારો છોકરો. કરજ–દેવું. કામની–સ્ત્રી. બાળપણ–નાનપણ. તૃષ્ણા–આતુરતા, વલોપાત. અધીક–વધારે. અહોનીશ–રાત દહાડો. ધુખ–ધિક્કાર.

શરીરમાં કોઇ રોગ રહેતો હોય, વળી કાંઇ લત વળગી હોય, વિદ્યાનો અભ્યાસ પૂરો થઇ શક્યો ન હોય, દેવું છુટું થઇ શકતું ન હોય, કુટુંબમાં કુસંપ રહેતો હોય, ઘરની સ્ત્રી કંકાસ છોડે નહિ, છોકરો દુષ્ટ ને અપલક્ષણો હોય, ને દીકરી નાનપણમાં રાંડેલી હોય, હમેશાં ધંધો રોજગાર કર્યા વિના બેસી રહેતો હોય, મનમાં બળતરા બહુ રહેતી હોય, આ જગતમાં એવા પુરૂષના જીવતરને બહુ ધિક્કાર છે. (૬)

રહિત–વિના, વગર. આશ–આશા. સ્વર્ગ–કૈલાસ, સુખનું ધામ. અધિક–વધારે. નિરાશી–આશા ન રાખવી તે. મધુરવાચ–મીઠા બોલ. સદા–હમેશાં. સંતોષ–સબુરી, તૃપ્તપણું. પ્રીછતો–જાણતો.

રોગ વિનાનું શરીર રહે, ઘણી વિદ્યાનો અભ્યાસ કર્યો હોય, દીકરો વચન પાળે એવો હોય, કદી પારકાની આશા રાખવી પડતી ન હોય, સ્ત્રી મીઠાં વચન બોલનારી હોય, માથે એક પાઇનું પણ દેવું ન હોય, મન હમેશાં સંતોષમાં રહેતું હોય, સારા માણસો સાથે પ્રેમ મળ્યો હોય, વળી રોજ રોજ કુટુંબના માણસોમાં સંપ વધતો જતો હોય, તો પછી એથી વધારે સુખ સ્વર્ગમાં છે એવું હું જાણતો નથી. (૭)

**કવિતા ૨૧ મી નર્મકવિતા.** (નર્મદાશંકર કવિની કવિતા.)

મોહ–મોહની રૂપ. વણસાડ–વંઠીજાય, વિકારી. ઠગાય–છેતરાય.

ક્ષણભંગુર–પલમાં જતી રહે એવી. નિત્ય–હમેશાં. અનાડ–અનાડી.

આ બધો સંસાર મોહની રૂપછે. તે પલક વારમાં જતો રહે એવો નાશવંત છે, એમાં માણસો હમેશાં ઠગાય છે, ને અનાડી લોકો પાપ કરેછે. (૧)

વેહ–વહે. નેહ–સ્નેહ. હરિ–ઈશ્વર.

હરખની વખતનું હસવું ચળકેછે તે, ને દુઃખની વખતના આંસુ વહેછે તે ખોટાંછે. આ દુનિયામાં કાંઈ વસ્તુ સાચી નથી, માત્ર પ્રીતિ સાચી છે. (૨)

કલગી–છોગું. તેજ–તેજ, નૂર. જાૂઠી થાય–ફીટી જાય.

આબરૂના છોગાનું તેજ જાૂઠું થઇ જાયછે, જેમ વાદળનો રંગ સાંજે જલદી જતો રહેછે તેમ. (૩)

પ્રીતિ–હેત. સૂચના–ચેતવણી. ખીલતા મોર–ઉગતા કોર. ભૂખવારો–ભૂખરૂવા.

હેત, આશાને રૂપના ગુણ ખીલતામાંજ ખરી જાયછે, આ દુનિયામાં મોતરૂપી ભૂખ્યા વાયુનું જબરૂં જોર છે. (૩)

ભવ–દુનિયા. ભરદરિયો–મધ્ય દરિયો. પામર–ગરીબ.

સંસારરૂપી મધ્યદરિયામાં બહુ તોફાન થાયછે, તેમાં ગરીબ જીવ સૌ ઘસડાતા ચાલ્યા જાયછે. (૫)

ઘોર–ભયંકર. મોજાં–લહેરો. પછાડી–પછાત.

આ દુનિયાની કંટાળા ભરેલી મુસાફરી, એક અંધારી બિહામણી રાત જેવીછે. તેમાં માણસ જાત જ્યાં ત્યાં દુઃખના લોઢવતી ધક્કા ખાયછે. (૬)

તર્ક–વિચાર. ચળકાટ–પ્રકાશ. દર્શાવતાં–દેખાડતાં.

બુદ્ધિનું શોભિતું કિરણ જે વિચાર, તેનો પ્રકાશ તેજ ભૂલ પડેલો રસ્તો બતાવેછે. (૭)

બ્રહ્મ—વ્યાપક, ઇશ્વર. ધીર—ધિરજ. સ્થિર—અચળ.
શાંન્ત—શાંન્તી. નિરધાર—નક્કી. ગંભીર જન—ગર્વોમાણસ.

ઇશ્વિરને ઓળખવો, નીતિથી ચાલવું, ને ધર્મ પાળવો, તે નક્કી શાંન્તી: ને ધિરજ આપનારાં છે. તે વિના બીજું કશું અચળ નથી. એવું ગર્વા માણુસ તું ધારજે. (૮)

સદ્‌વસ્તુ—સાચી વસ્તુ. લગન—લત, સંબંધ.
નીશદિન—હમેશાં, રાત દિવસ. ગમ—સમજ.

માટે તુચ્છ માણુસ તું હમેશાં સાચી વસ્તુ સાથે રમ્ય, રાત દિવસ તેનીજ લગ્નીમાં તારા જીવને સૂઝ પાડ. (૯)

## માણસનું માપ.

માપ—ભરત, પરિક્ષા. બડાઈ—મોટાઇ. દારૂણ—ભયંકર, ઘણો.
દુ:ખીઓ—હેરાન.

પૈસા અને મોટી દોલતની જે મોટાઇ કરે, તેને કોઇ પ્રકારે સુખી સમજવો નહીં, તેને ઘણો દુ:ખીઓ જાણવો. (૧)

કંચન—સોનું.

તેને પાદર સોનાની રેતી સોતી મોટી નદીઓ વહે, તેના વાડામાં ને ખેતરમાં સોનાનો વરસાદ વરસે. (૨)

પશ્ચિમની લક્ષ્મિ—અમેરિકાની દોલત. જર—પૈસો.
ત્રુઠી—તુષમાન થઈ, પ્રસન્ન થઈ. જોરૂ—જુવાન સ્ત્રી.
સોય—શોભે.

તેના ઉપર અમેરિકાની બધી લક્ષ્મિ પ્રસન્ન થઇ હોય, વળી પૈસો, જમીન, ને સ્ત્રીથી તે જુવાન શોભિતો હોય. (૩)

સમૃદ્ધિ—દોલત. ફાળ—તૃષ્ણા, તુરંગ. શઠ—મૂર્ખ.
કોટી—કરોડો. તુચ્છ—હલકો. કંગાળ—ભીખારી.

આટલું ધન મળ્યા છતાં, કરોડો ધનની તૃષ્ણા રાખે, તો જેનું મન મોટું નથી તેને હલકો; મૂર્ખ ને દરીદ્ર જાણવો. (૪)

ધ્રુમંડળ–તારામંડળ. રત્નાગર–મહાસાગર. સહજ–જરાકમાં.

હું તારા મંડળને અડુ એટલો ઊંચો હઉં, સમુદ્રને એક મૂઠીમાં સહેજ સમાવી દઉં. (૫).

માપવું–ભરવું. તુલના–તોલ, માપ. સર્વથી–બધાથી.

એમ બધાયને હું માપું, પણ મને મારૂં મન માપે છે. મારો તોલ મનથી થાયછે, માટે એ સઘળાં કરતાં મન મોટું છે. (૬)

પરખાય–પરિક્ષાથાય, ઓળખાય. ઉદાર.–દાતાર સજ્જન–સારોમાણસ.
કંજુસ–મખીચુસ. વા–અથવા. દુર્જન–નઠારો માણસ

માણસ સૂમકે દાતાર હોય, તે મનથી ઓળખાય છે, તેમજ સારા કે નઠારા માણસની પરિક્ષા મનથી થાયછે. એમજાણ. (૭)

## કવિતા ૨૨ મી હિંદુસ્તાનમાં વખણાએલી વસ્તુઓ વિષે.

દેશાટણ–દેશમાં, મુસાફરી. પંથ–રસ્તો.

દેશમાં પ્રવાસ કરશોતો ઘણી જાતની સારી વસ્તુ જોશો. રસ્તે સીધાવતાં પહેલાં તમે ગુજરાત જઇને જોજો, (૧)

અતળશ–એકજાતની રેશમી સાટીન. મૂલદાર–કીંમતી. બેશ–સારો.

રમણીક ગૂજરાત જોવા લાયક તમે ધારજો, યાદ રાખીને અમદાવાદથી એક વસ્તુ લાવજો. ત્યાંથા અતલસને મૂલ્યવાન મશરૂનો સારો માલ મંગાવજો, અને ઘરભણી વરસાદ પહેલાં તમે વહેલા આવજો (૨)

જાત્રાળુ–તીર્થવાસી. સાડી–ઓઢણી. સંદેસડો–સમાચાર.

પછી પેથાપુર તરફ જાત્રાળુ લોકો જે જાયછે, ત્યાંની ભાતીગળ સાડી ને બંદૂક બહુ વખણાય છે. તે દેશથી કોઇ માણસ સાથે સમાચાર કહાવજો અને ઘર ભણી. (૩)

વિશ્રામ–વિસામો. હેમ–સોનું. ખુલ્લે–દીપે.
પાત્ર–વાસણ. ધાટચીર–રેશમીવસ્ત્ર. પટોળાં–ચીર, સાડી.

ત્યાંથી વીસલનગર જઇ રહેજો, ત્યાં પીતળનાં વાસણ, સોના જેવી હળદર, અને રેશમી ધાટના વસ્ત્ર શોભિતા મળેછે. પછી પાટણ જઇને રંગીત પટોળાં રખાવજો અને ઘર ભણી. (૪)

સમશેર–તરવાર. પ્રતિમા–મૂર્તિ. સમીપ–પાસે.

શિરોઇની તરવાર ને ડુંગરપુરની મૂર્તિઓ સારીછે. વળતાં આત્રસુંબે જજો, ત્યાં છરા, લોઢી, છરી વિગેરે બનેછે. વળી કપડવંજનો કાચને સાબુ પાસે રહીને કરાવજો. અને ઘર ભણી. (૫)

કાંબી–બૈરાંના પગનું ઘરેણું. સુત્રફેણી–ફેણી, મીઠાઇ.
ઝુમણાં–કોટનું ઘરેણું. લક્ષ–ધ્યાન.

કાઠિયાવાડની કાંબી, અને ઝાલાવાડના ઝુમણાં સારાં થાયછે, ખંભાતની સુત્રફેણી, ને સુરતનાં જમણ સારાં ગણાયછે. વળી પાંદડી, સાડીને સુરતી બરફી ધ્યાન દઇને લાવજો. અને ઘર ભણી. (૬)

જળપાત્ર–લોટા. સાંપડે–મળે. શેલાં–ઉપવસ્ત્ર. શાલ–દુશાલો.

નાશકના સારા લોટા, અને પુનામાં પાન મળે છે, બુરાન પુરના શેલાં, પેઠની પાઘડી પંકાય છે, સારી સાલતો કાશ્મીરમાં બને છે એતો જરૂર મંગાવજો. અને ઘર ભણી. (૭)

જાળવી–સાચવી. પતાવજો–ચુકવજો.

કાશીના લોટા ને પીતાંબર તેમજ માળવાનું અફીણ ને છાયલ, તથા નાગપુરના રેશમી કોરના ધોતીજોટા સાચવીને લઇ આવજો. બંગાળામાં ખાંડ ઘણી થાયછે, તે લઇને હિસાબ ચુકવજો. અને ઘર ભણી. (૮)

ગજદંત–હાથીદંત. ટંકશાળ–સિક્કા પાડવાનું કારખાનું.
સિંહલદ્વીપ–લંકા. સીધાવજો–જજો.

ઘોલેરાનું ઘોડું ૨ ને ભાલમાં ઘઉં સારા થાયછે, હાથીદાંત લંકાનો શ્રેષ્ટ છે, ને હાલના સમામાં મુંબાઈ સોનાની છે. (પૈસો ને વેપારથી) ત્યાં નાણાની ટંકશાળ જોઈ ન્યાયની સભામાં પધારજો અને ઘર ભણી. (૯)

પ્રેમ–હેત. ઉર–મન.

મથુરાના પેંડા અને જયપુરનાં ચિત્ર જુઓ ! કચ્છના ઘોડા મનને રાજી કરે તેવા છે. નવાનગર જઇને જુઓ ત્યાં કામનું કંકુ સારૂં થાયછે કચ્છના વાગડ ભાગમાં મગ અને બાજરી થાયછે, તે **દલપતરામે** દીઠી છે.

---

## કવિતા ૨૩ મી ફૂલણજીની ગરબી.

ફૂલણજી–ચડાઉ. અડસટો–આશરો.

ફૂલણજી તમે ચડાવ્યા કેમ ચડયા, ને આવક જાવકનો આશરો કેમ ભૂલી ગયા ! મારા ફૂલણજી. (૧)

કરજ–દેવું. વરા–જમણવાર. ગરથ–નાણું.

દેવું કરીને નાતવરા તમે સારા કર્યા અને તમે પારકા નાણા ખરચીને જશ લીધો મારા ફૂલણજી. (૨)

સરસ–સારાં. સામોવડીઆં–સામાવાળા.

ઘર વેચીને ઘી સાકર લીધાં તેનાં જમણ સામાવાળાથી સરસ કર્યાં. મારા ફૂલણજી. (૩)

પંગત–ધાલ, હાર. ફૂલ–ગર્વ. કર–હાથ.

રેશમી મૂગટા પહેરી નાતની ધાલમાં ફર્યા, ત્યારે મનમાં હુંપદ કરી મૂછપર હાથ ફેરવતા. મારા. (૪)

બીજે દિવસ થયો કે માગનાર નાણાં માગે, પણ તમારી પાસે નાણાનો તાકડો ન મળે. મારા. (૫)

અરજી–ફરિયાદ. જપત–જપ્તી. મીલકત–પૈસો.

રે ! ફૂલણજી તમારાપર ફરિયાદો થઇ, ને માલમત્તા કબજ થઇને ઘરમાંથી કાઢયા. મારા. (૬)

રે ! ફૂલણજી તમને જેણે ચડાવ્યા હતા. તે કોઇ આ વેળા મદદ કરવા ન આવ્યા, મારા. (૭)

શોધવા—ગોતવા. ગરથ—પૈસો.

પછી ફૂલણજી કૂવે પડવા ચાલ્યા, પણ નાણા વિના કોઇએ અફીણ ન આપ્યું. મારા. (૮)

હાસ્ય—મશ્કરી. નિંધા—ખોદણી, વગોણું. ઓચરતા—બોલતા.

જમતી વખતે જે લોકો વાહ વાહ કહેતાં, એ બધાં આ વેળા ઠેકડી કરીને વગોણાં બોલતાં. મારા. (૯)

અવસર—વખત. અધિકો—વધારે.

ખર્ચ કરતી વેળા બહુ વખાણીને ફૂલાવ્યા, પણ આ વખતે તો મૂર્ખ ઠરાવ્યા. મારા. (૧૦)

ચંદરવો—પડદો. પટકૂળ—વસ્ત્ર.

સારાં વસ્ત્ર પહેર્યાં ને બારણે ચાકળા બાંધ્યા, એ બધું ધરબાળીને તિર્થ કર્યા જેવું થયું. મારા. (૧૧)

રાંડ—બૈરી. સીધાવ્યા—ગયા. ટેકેટાળી—આશરોખોઇ.

ફૂલણજીની સ્રી છેડોવાળીને રોવા લાગી, આ ફૂલણજી રોટલો ટાળીને ચાલ્યા. મારા. (૧૨)

નરશી—નઠારી. નિસાસો—શ્રાપ. શીર—માથે,

ભોળા માણસને નઠારી શીખામણ જે દેશે, તે ગરીબના નિસાસાનું પાપ માથે લેશે, મારા. (૧૩)

દિલમાં—મનમાં. ધરજો—માનજો.

મનમાં **દલપતરામની** શીખામણ માનો તો, કોઈ દેવું કરીને નાતવરો કરશો નહિ. મારા ફૂલણજી. (૧૪)

## કવિતા ૨૪ મી—હિત શિક્ષા વિષે.

હિત-કલ્યાણ. ભાગ્યદશા—નશીબ. પરવારી—પૂરીથઈ.

હે! સજ્જનો નરને નારી, આ હિતની શીખામણ સાંભળો. શીખામણ દેતાં જે રીસ કરે તેનું નશીબ ફૂટયું સજ્જનો સાંભળો. (૧)

વેશ્યા—કસબણ. વણજ—વેપાર. નીચ—હલકો. નેહ-હેત. ખાપણ—એબ. જીવીત—જીવતર. પરહરીએ—ખોઇએ.

નઠારી સ્ત્રી સાથે વેપાર ન કરીએ, નીચની સાથે મિત્રાઇ ન કરીએ, લાંછન લાગે, ઘર ને ધન જાય, ને જીવતર ખોઈ બેસીએ. (૨)

આળે—તુતથી. કળહ—કજીઓ.

કામ વિના પારકે ઘેર ન જવું, આળ ન કરવી ને ગાળ ન દેવી, બળવાન સાથે બાઝવું નહિ, સગામાં કલેશ ન કરવો સજ્નો. (૩)

અણજાણ્યા—અજાણ્યા. શું-સાથે. વશીએ-રહીએ.

અજાણ્યા સાથે ગામ ન જવું, ઝાડ હેઠે સૂવું નહિ, હાથી, ઘોડા ગાડી, ને દુર્જન જતાં હોય ત્યાંથી દૂર ખસવું. સજ્નો. (૪)

ભય—બીક. રીસ—દાઝ. સજ્નો—સારા માણુસ.

રમત રમતમાં રીસ ન કરવી, બીકવાળે રસ્તે ન ચાલવું. જ્યાં બે જણ છાની વાત કરે, ત્યાં ઊભા ન રહેવું. સજ્નો. (૫)

હુંકારાવણ—હા કીધા વિના. મદ—ગર્વ.
ઇચ્છાવણ—રૂચી વગર. નમીએ—માન આપીએ.

હુંકારો દીધા વિના વાત ન કરવી, ઇચ્છા વિના જમવું નહિ, ધન ને વિદ્યાનો ગર્વ તજવો, નમવા યોગ્યને નમવું. સજ્નો. (૬)

હાસ્ય—મશ્કરી. દૂર—છેટે.

મૂર્ખ, જોગી, રાજા ને પંડીત, એમની મશ્કરી કરીને હસવું નહિ. હાથી, વાઘ, સર્પ ને માણુસ, વઢતાં દેખીને દૂર જતું રહેવું. સજ્નો. (૭)

હાંસી–ઠેકડી, કેફ–નીશો. ભમીએ–રખડીએ.

કૂવા ઉપર મશ્કરી ન કરવી, નીશો કરીને રખડવું નહિ, ઘર વેચીને નાતવરો ન કરવો, જૂગટે રમવું નહિ. સજનો. (૮)

પરહસ્તે–પારકાના હાથે.

ભણતાં ગણતાં આળસ ન રાખવી, લખતાં વાત ન કરવી, પારકે હાથ પરદેશની દુકાનમાં આપણું નામ ઘાલવું નહીં. સજનો. (૯)

છાંડો–છોડો. દેવાદાર–કરજદાર. ભયાદીક–બીક, ધાસ્તી.
થાનક–ઠેકાણું. વરજી–તજી.

હિસાબ માંડવો, આળસ તજવી, કરજદાર ન થવું, દુઃખ ને ભયવાળું ઠેકાણું છોડીને પરદેશ જઈ રહેવું. સજનો. (૧૦)

શીશ–માથું. વિધિ–જુગતી. વંદી–નમી.

માતાને પગે માથું નમાવવું, બાપને દંડવત કરવા, રોજ પ્રભુને ભાવથી નમીને સારાં કામ કરવાં. સજનો. (૧૧)

લૌકીક–આ લોકનાં. વિરવિજય–ગોરજી. સાજનો–સારા જનો.
લોકોતર–પરલોકનાં. મોહનવેલી–મનોહર કવિતા.

આ લોકના ને પરલોકના ભલા વાસ્તે, આ શીખામણ સારી રીતે રચીછે. તે રૂડા પંડીત શ્રી *વિરવિજયના મોંની વાણી મોહનવેલ જેવીછે. સજનો. (૧૨)

## કવિતા ૨૫ મી—ગણિત સમશ્યા.

ગણિત–હિસાબ. સમસ્યા–કોયડો. બાળા=સુંદરી. સાથ–સંઘાત.
મર્દ–નર. ઔરી–નારી. છતી–જાહેર.

એક પુરૂષ ને એક સ્ત્રી બે જણ જતાં હતાં, તેમણે એક આંબાના ઝાડ તળે કેટલીક કેરી દીઠી. તેમાંથી બે જણે ગાંઠે બાંધી

* વિરવિજય—અમદાવાદનો જતી સંવત ૧૯૦૫ માં હતો.

ત્યારે સ્ત્રી બોલી કે, તમારી પાસે બે ભાગ ને મારી પાસે એક ભાગછે. વળી તમારી પાસેથી એક પડી, તે જડતાં મેં જાહેર કરી છે, તેથી બન્ને પાસે સરખી થઇ ત્યારે કહો ? કેટલી કેરીઓ હતી (૧)

**ઉત્તર**—વધુમાં વધુ છ હતી. એકે ચાર બાંધી, તેથી ત્રણ ત્રણ થઇ રહી તેનો અર્થ પંડીત જાણો.

**પ્રશ્ન**—પ્રૌઢ-મોટું. વ્રક્ષ—ઝાડ. પત્રે-પાંદડે.

પંખીનું મોટું ટોળું આકાશમાં ઉડી આવ્યું, ને વનમાં મોટા વડનું ઝાડ હતું તે પામ્યું. એકેક પાંદડે એકેક પંખી યુક્તિથી બેઠાં, ત્યાં એક પક્ષી વધ્યું તેથી સૌ ફિકરમાં પડયાં. ફરીને બબે જણા એ-કેક પાંદડે બેઠાં ત્યારે એક પાંદડું વધ્યું, ત્યારે પક્ષી ને પાંદડાં કે-ટલાં તે બરાબર ગણીને કહો ?

**ઉત્તર**—પ્યારી-વહાલી. પારખ્યું-જાણ્યું. કર્ણ-કાન.

સ્ત્રી કહે તે મેં વરત્યું, તે કાને કહી સંભળાવ્યું. એ બુદ્ધિવાન ચાર પંખી છે, ને વડે પાંદડાં ત્રણ છે.

**પ્રશ્ન**—ગોરી-રૂપાળી સ્ત્રી. તીરે-કાંઠે.

ચોથસવાચો-$\frac{૫}{૧૬}$. શેવાળ-લીલ.

એક સ્ત્રી ગોખમાં બેઠી હતી, તે નીચે નદીનું જળ હતું તેનો મોતીનો હાર તૂટયો તે આરામાં જઈ પડયો. તેમાંથી અર્ધાં મોતી ઝટ જળમાં જઈ પડયાં, પાંચ સોળાંશ કાદવ બચ્ચે ખૂચ્યાં વળી છઠ્ઠો ભાગ લીલમાં દડી દડીને ગયાં, તો કહો ? તે મોતી કેટલાં હશે. સ્ત્રીના હાથમાં તો બેજ રહ્યાં.

**ઉત્તર**—વિશેષ છન્નું મોતી હતાં, તે $\frac{૫}{૧૬}$ ભાગે ત્રીસને છઠ્ઠે ભાગે ૧૬ ને બે હાથનાં મળી અડતાળીશ થયાં.

**પ્રશ્ન**—ચંપક-ચંપાનું. સંદેહ-શક. સાક્ષી-સાહેદી.

પંખીનાં બે ટોળાં ઉડીને આકાશે આવ્યાં, ચંપાના વનમાં તેઓને ગમ્યાં, પહેલું ટોળું બોલ્યું કે એક તમારામાંથી આવો તો બન્ને ટોળાં સરખાં થઇએ, ને સૌ રાજી રહીએ. ત્યાં બીજે ટોળે કહ્યું, જો એક પક્ષી તમે આપો તો, તમારાથી અમે બમણાં થઇએ, તેથી અમે પૂછીએ છીએ કે પક્ષી ગણી કહો ?

**ઉત્તર—**એમાં શો શક છે! ગણિતશાસ્ત્ર ખરી શાક્ષી પૂરેછે કે, સાતને પાંચ મળીને બધાં બાર હતાં.

**પ્રશ્ન—**ખાંત–હોંશ. કૌતક–આશ્ચર્ય.

બે મિત્ર હતા તેમાં એક કહે રમવા જાવું એકે હોંશથી સવાશેર ખાવાનું લીધું બીજે પોણોશેર લીધું, તે બે ભેગો ત્રીજો જમ્યો. પણ તે વીસ પૈસા આપી રાજી થઈ રમ્યો, હવે વીશ પૈસા વેંચવા તે નવાઇ સરખું છે. **સામળકવિ** કહેછે કે, ડાહ્યો ને પૂરો પંડીત હશે તે પરિક્ષા કરશે.

**ઉત્તર—**ટાંક–પૈસાભાર. ખટ–છ.

ત્રીજાએ અડતાળીશ પૈસાભાર મીઠાઇ ખાઇને તેના વીસ પૈસા આપ્યા. એમાં આઠમો ભાગ છ ટાંક પોણોશેરવાળામાંથી હોંશથી ખાધા. બાકીના બેંતાળીશ ભાર સવાશેરમાંથી લીધા, તેથી સવાશેરવાળાએ સાડાસત્તર પૈસા વઢીને લીધા, પછી પોણોશેરવાળો બોલ્યો કે ભાઇ મને અઢીપૈસા આપ.

## કવિતા ૨૬ મી જીભને શિખામણ.

લવરી–લવારો. નવરાઇ–ફુરસદ. મુખ–મોં.

**હે જીભ ! તને હરિગુણ** ગાતાં આવડું બધું આળસ કેમ થાયછે! લવારો કરતાં નવરી નથી થતી, ને જેમ તેમ મોંમાંથી બકી ઉઠેછે. જીભલડી. (૧)

પરનિંદા—પારકાની ખોદણી. ખટરસ—છ રસ (ખાટો, ખારો તીખો,
ઝગડો—કજીઓ. ઝુઝે—મચે, બાઝે. તૂરો, કડવો, ગળ્યો.

પારકી ખોદણી કરવા પક્કી છે, તેમ છ રસ (ખાટો, ખારો, કડવો, તીખો, તૂરો, મીઠો) ખાવા શૂરવીર છે. ટંટો કરવા વહેલી તડેછે, ને હરિગુણ ગાવામાં કાયર છે. જીભલડી. (૨)

અંતકાળે—મોત સમે. ટોળી—મંડળી. સ્વજન—પોતાનો.
સરવસ્વ—બધું.

આખર વખતે કોઇ કામ નહિ આવે, વહાલાં છે તેજ વેરીની ટોળી થશે. પોતાનું માણસ જાણીને બધું હરી લેશે, તમે આંખો ચોળીને રહેશો. જીભલડી. (૩)

રામનામ—ઈશ્વરનું સ્મરણ. મુસ્તક—માથું. શુણાવો—સંભળાવો.

પણ પહેલાં તો કદી મસ્તક નમતું નહોતું (રામને સંભારતું ન હોતું) ને પછી શું નામ સંભળાવો છો ! જીભલડી. (૪)

કૂપ—કૂવો. દીપક—દીવો. હરીગયા—ચોરી નાઠા.

ઘર સળગ્યા પછી કૂવો ખોદાવે, એતે આગ કેમ ઓલવાય ! ચોર ધન ચોરી ગયા, પછી દીવાથી શું થાય ! જીભલડી. (૫)

ઘેન—કેફ. અંતસમે—મરવાને વખતે. કાળની—મોતની.

મમતાના ઘેનમાં ઉંધી રહેછે, તેમાંથી જાગીને તપાસી જો મરણ સમે રોવા બેઠી કે હવે તો મોતની ફાંસી પડી. જીભલડી (૬)

દામ—પૈસા. પાર—છેડો. ભવ તરશે—પાર ઉતરશે.

હરિગુણ ગાતાં પૈસા ન બેસે, ને એક વાલ પણ ન ખરશે. (મહેનત ન પડે) આ સંસારરૂપી રસ્તાનો પાર ન આવે પણ ભજન થકી સંસાર તરશો. જીભલડી (૭)



# इतिहास.

## પ્રકરણ ૧૧ મું. મરેઠા વંશ.

### શિવાજી ૧૬૬૪—૧૬૮૦—૧૬.

મરેઠાનો મૂળ પુરૂષ માલોજી, એને શાહજી નામે પુત્ર હતો. તે જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે પરણ્યો, તેથી ૧૬૨૭ માં **શીવાજી** ઉત્પન્ન થયો. **શાહજીને બે** જાગીર હતી. (૧) સતારાની દક્ષિણે, (૨) તંજાવરમાં, **શીવાજી** પેહેલી જાગીરમાં રહી, **દાદાજી કોંડદેવ**-ના હાથ નીચે ઉછર્યો. તે થોડું ભણ્યો પણ હથિઆર વાપરતાં શીખ્યો. તેણે હિંદુઓમાં ધર્માભિમાન લાવી, મુસલમાનોને તોડવાનો વિચાર કર્યો. (૧૬૫૯ માં) વિજાપુરના સરદાર **અફ્‌જલખાનને** દગાથી માર્યો. **૧૬૬૩** માં સુરત લૂટયું. **૧૬૬૪** માં તેનો બાપ ગુજરવાથી ગાદીએ બેસી પોતાના સિક્કા પડાવ્યા. **૧૬૬૬** માં બાદશાહે તેને દિલ્લી બોલાવી કેદ કર્યો. પણ મીઠાના ટોપલામાં સંતાઇ બાપ દીકરો નાશી છૂટયા. **૧૬૭૦** માં સુરત બીજી વાર લૂટયું. **૧૬૭૪** માં રાયગઢમાં રાજ્યાભિષેક કરી સોનાની તૂલાનું દાન કર્યું. **૧૬૮૦** માં તે મૂઓ **શિવાજી** બહાદુર, હિમતવાન, કપટી અને ધર્મીષ્ટ હતો.

### શંભાજી ૧૬૮૦—૧૬૮૯—૯.

તે **શિવાજીનો** પુત્ર હતો કુટુંબનો નાશ કરી ગાદીએ બેઠો. ને **કલુશા** બ્રાહ્મણના ખરાબ સંગમાં પડયો. એક વેળા બન્ને જણા નીશો કરી વાડીમાં બેઠા હતા, ત્યાંથી **ઔરંગજેબે** બન્નેને પકડાવી મારી નાંખ્યા. ને તેનાં બૈરાં, છોકરાંને કેદ કર્યા **શંભાજી**-માં તેના બાપના જેવા સારા ગુણ નહોતા.

### રાજારામ ૧૬૮૯—૧૭૦૦—૧૧.

શંભાજીના મૂઆ પછી મરેઠા હિંમત હાર્યા નહીં તેમણે શં-

ભાજીના ભાઇ **રાજારામને** ગાદીએ બેસાડયો તે મુગલની બીકથી જીંજીના કિલ્લામાં ભરાયો. ઔરંગઝેબે જીંજીપર હુમલો કર્યો. તે-માંથી લાંચ આપી **રાજારામ** નાશી ગયો તે **૧૭૦૦** માં મુઓ.

**શીવાજી બીજો.** ૧૭૦૦—૧૭૦૮—૮

રાજારામનો મોટો કુંવર **શીવાજી** દસ વરસનો ગાદીએ બેઠો. તેથી તેની મા **તારાબાઈ** રાજ ચલાવતી હતી તેવામાં ઔરંગઝેબ મૂઓ તેથી **આઝીમે** શંભાજીના દીકરા **શાહુને** છોડી મૂક્યો. તે રાજ લેવા આવ્યો ત્યારે **તારાબાઈ** સામી થઈ પણ **શાહુએ** તેને હરાવી ગાદી લીધી. તેથી **તારાબાઈ** કોલાપુર જઇ રાજ્ય કરવા લાગી. ત્યારથી મરેઠી રાજ્યમાં બે ભાગ પડયા (૧) **સતારા,** (૨) **કોલાપુર.**

**શાહુ.** ૧૭૦૮—૧૭૪૮—૪૦

મુગલ રાજ્યમાં નજરકેદ રહ્યાથી તે શોખી થયો હતો. શિવા-જીના વખતથી મુખ્ય પ્રધાન પેશ્વા હતા. **શાહુને** ગાદી લેવામાં **બાલાજી વિશ્વનાથે** મદદ કરી, તેથી તેને મુખ્ય પ્રધાન બનાવ્યો. તેણે **શાહુનું** રાજ્ય વધાર્યું. હવેથી પેશ્વા કરે તે થાય ને મરેઠા રાજા માત્ર નામના હતા. **શાહુના** વખતમાં **બાલાજી** તથા **બાજીરાવે** મરેઠી રાજનું માન તથા ઘણો મુલક વધાર્યો.

**પેશ્વાવંશ.**

**બાલાજી વિશ્વનાથ** ૧૭૧૪—૧૭૨૦—૬

એણે ડહાપણથી રાજ્ય વધારી માન મેળવ્યું. **સૈયદહુસેનની** મદદે દિલ્લી જઇ **મહમદશાહ** પાસે દક્ષિણની ચોથ, તથા મરેઠી રાજ્યની સ્વતંત્રતા કબૂલ કરાવી. એ **૧૭૨૦** માં મૂઓ તેને **બાજીરાવ, ચીમનાજી** નામે બે પુત્ર હતા.

**બાજીરાવ બલ્લાળ. ૧૭૨૦—૧૭૪૦—૨૦**

**બાજીરાવ** પ્રધાન થયો તેવામાં સેનાપતી **ખંડેરાવની** જગ્યા તેના પુત્ર **ત્રંબકરાવને** અને **દાદાજી** ગાયકવાડની જગ્યા તેના ભત્રિજા **પીલાજીને** મળી. સિંધીયા, હોલકર, વગેરે સરદારોને વધાર્યા. **મલ્હારરાવ** હોલકર ઘોડેસ્વાર હતો, તેના વંશજો **ઇંદોરમાં** અને **રાણોજી** સિંધીયા **બાજીરાવનાં** પગરખાં સાચવનાર હતો તેના વારસ **ગ્વાલીયરમાં** રાજ્ય કરેછે. **બાજીરાવે** ચડાઇ કરી ૧૭૩૪ માં **માળવા** લીધું. નિજામે ગુજરાતના સુબા **ત્રંબકરાવને** બાજીરાવ સામે ઉશ્કેર્યો, પણ બાજીરાવે તે સુબાને **ડભોઇ** આગળ ૧૭૩૪ માં માર્યો. પછી તેની જગ્યા તેના બાળકને આપી. **નિજામુલમુલ્ક** તથા પાદશાહની ફોજને ૧૭૩૬ માં **ભોપાળ** આગળ હરાવીને **શાહુ** પાસેથી કેટલોક મૂલક તથા **૫૦** લાખ રૂપિઆ લીધા. **ચીમનાજીએ** ફિરંગી પાસેથી ૧૭૩૯ માં **વસાઇ** લીધું. **બાજીરાવ** ૧૭૪૦ માં મૂઓ. એ બહાદુર હતો. તેણે જીતથી ઘણા મુલક મેળવ્યા, પણ બંદોબસ્ત ન રાખતો એ તેની ખામી હતી. મુસલમાની રાજ્ય જીતવાની તેની ઇચ્છા હતી. મરેઠી રાજ્યમાં **શીવાજી** અને **બાજીરાવ** મહાન પુરૂષ થયા. તેને ત્રણ પુત્ર હતા. ૧ **બાલાજી** ૨ **રાઘોબા** ૩ **સમશેર બહાદુર**. તેમાં **બાલાજી** પેશ્વા થયો.

**બાલાજી બીજો. ૧૭૪૦—૧૭૬૧—૨૧**

**નિજામઅલી** મરેઠા ઉપર **૧૭૬૦** માં ચડી આવ્યો તેને **ઉદગીર** આગળ **સદાસીવ ભાઉએ** હરાવ્યો. અને કેટલોક મુલક લીધો. **નાગપુરના** ભોંસલાએ **૧૭૪૩** માં નવાબ **અલીવર્દીખાંન** પાસેથી બંગાળાની ચોથ તથા ઓઢીઆં લીધાં ૧૭૫૮ માં **રાઘોબાએ** પંજાબ લુટી લીધું. એ પ્રાંત **અબદલ્લીનો** હતો. તેથી

તે **૧૭૬૧** માં પાંચમી વાર ચડી આવ્યો. અયોધ્યાનો નવાબ તથા રોહિલા અબદલીને મળ્યા. ભરતપૂરનો જાટ **સૂરજમલ** તથા રજપૂતો મરેઠાની મદદે આવ્યા. તા. ૭ મી જાન્યુઆરીએ યુદ્ધ થયું. પેશ્વાનો પુત્ર **વિશ્વાસરાવ, સદાશીવભાઉ, જંકોજી** સિંધીયા, વગેરે બહાદુર સરદારો મરાયા. હોલકર, તથા ગાયકવાડ નાઠા. બંન્ને તરફના લાખો માણસ મુઆં. પણ **ભાઉ**ની મૂર્ખાઇથી મરેઠાની હાર થઇ. એ લડાઇને **ભાઉગર્દી** કહેછે. **બાલાજી પેશ્વા** હારથી ખેદ પામી **૧૭૬૧** માં મરણ પામ્યો. તેને ત્રણ પુત્ર હતા. **૧ વિશ્વાસરાવ, માધવરાવ, નારણરાવ.**

---

**માધવરાવ.** ૧૭૬૧—૧૭૭૨—૧૧

તેને સતારાના રાજાએ પાઘડી બંધાવી. તે ૧૭ સતર વર્ષનો હોવાથી તેનો કાકો **રાઘોબા** કારભાર કરતો તે તેને ગમ્યું નહિ તેથી કુસંપ પેઠો. આ વખતે **નિજામઅલી** પુના લૂટવા આવ્યો તેને હરાવ્યો. તેના દરબારમાં **નાના ફડનવીસ,** ને **સખારામ બાપુ** નામે ચતુર કારભારીઓ તથા **રામશાસ્ત્રી** ન્યાયાધીશ, **ત્રંબકમામા** અને **હરીપંત** વગેરે શૂરા સરદારો હતા. ૧૭૬૫ માં મૈસુરના **હૈદરને** હરાવી **માધવરાવે ૩૨** લાખ રૂપિઆ દંડ લીધા. **જંકોજીના** પુત્ર **મહાદજી** સિંધીઆએ ૧૭૬૯ માં **રોહીલાને** રજપૂત રાજ્યો પાસેથી ખંડણી લઇ દિલ્હીના **શાહ આલમ**ને કબજે કર્યો. **ચેરકુલી** આગળ ૧૭૭૨ માં માધવરાવે હૈદરને હરાવી લાભકારી કરાર કરાવી લીધા. તેજ વર્ષમાં **માધવરાવ** મરણ પામ્યો. તેને પુત્ર ન હોવાથી તેનો ભાઇ **નારણરાવ** ગાદીએ બેઠો.

---

**નારણરાવ** ૧૭૭૨–૧૭૭૩–૧

તેના કાકા **રાઘોબાએ** રાજ લેવાના લોભથી ૧૭૭૩ માં તેનો

ઘાત કરાવ્યો. તેથી તેને ગાદી ન દેવા **નાના ફડનવીસ** વગેરે સામા થયા. એવામાં **નારાયણરાવની** સ્ત્રીને પુત્ર જન્મ્યો તેને ગાદી આપી.

---

**સવાઈ માધવરાવ** ૧૭૭૪–૧૭૯૫—૨૧

નારણરાવના પુત્રને **સવાઈ માધવરાવ** નામ ધરાવી સરદારોએ ગાદી આપી.

**પેહેલો મરેઠી વિગ્રહ**–૧૭૭૫–૧૭૮૨–**રાઘોબાએ** ગાદી લેવા મુંબાઇ સરકારની મદદ માગી. ૧૭૭૫ માં સૂરતની સલાહ કરી. અને કલકત્તા સરકારે **માધવરાવ** સાથે ૧૭૭૬ માં **પુરંદરની** સલાહ કરી. પણ **માધવરાવે** ફ્રેંચ સરદારો રાખી લશ્કરની તૈયારી કરી. તેથી કલકત્તા સરકારે લશ્કર મોકલી છેવટ માધવરાવને હરાવી. ૧૭૮૨ માં **સાલબાઈની** સલાહ કરી. અંગ્રેજને **સાષ્ટી** વગેરે બેટ મળ્યા. ને **રાઘોબાને** પેનસન અપાવ્યું. એ રીતે વિગ્રહ પૂરો થયો. **નિજામે** ચડેલી ખંડણી આપી નહીં, તેથી તેને ૧૭૯૫ માં **કુર્દલાના** રણમાં **માધવરાવે** હરાવ્યો. ત્રણ કરોડ રૂપિઆ તથા બીજો મૂલક લીધો. **નાના ફડનવીસે** રાઘોબાના પુત્ર **બાજીરાવને** કેદ કર્યો હતો. તેને છોડવાને માધવરાવે નાનાને કહ્યું છતાં છોડયો નહીં. તેથી **માધવરાવ** અગાશીએ ભૂસ્કો મારી ૧૭૯૫ માં મૂઓ.

---

**બાજીરાવ બીજો** ૧૭૯૫–૧૮૧૮–૨૩

તે **રાઘોબાનો** પુત્ર થાય. તેને ગાદીએ બેસતાં **નાનાફડનવીસને** કેદ કર્યો પણ પછી છોડયો. તે **૧૮૦૦** માં મૂઓ તેથી મરેઠી સત્તા પડી ભાંગી. સિંધીયા, હોલકર સ્વતંત્ર થયા ને માંહો માંહે લડયા. **બાજીરાવ** સિંધીયા તરફ હતો. તેથી હોલકરે **પુના** લૂટયું. **બાજીરાવે** અંગ્રેજને શરણે જઇ **વસાઇ** મુકામે ૧૮૦૨

માં સલાહ કરી કે અંગ્રેજી સૈન્ય પુનામાં રાખવું ને **બાજીરાવને** ગાદી અપાવવી તેણે ૧૯ વર્ષ પરાધિનપણે રાજ્ય કરી ૧૮૧૭ માં અંગ્રેજ સામો થયો **ખડકી** ને **કોરેગામ** આગળ ૧૮૧૮ માં હાર્યો ને શરણે થયો. તેને **આઠ** લાખનું વર્ષાસન બાંધી આપી **બીઠુરમાં** કેદ રાખ્યો. **બાજીરાવ** બીકણ ને અવિચારી હતો. પેહેલા **બાજીરાવે** મેળવેલું રાજ્ય એણે ખોયું. **બાજીરાવ** ૧૮૫૩ માં મૂઓ. તેના પુત્ર **નાનાસાહેબે** ૧૮૫૭ ના બળવામાં દુષ્ટ કામ કર્યાં. **રામરાજા**ના પુત્ર **બાલાસાહેબ**ને અંગ્રેજે ૧૮૧૮ માં **સતારાની** ગાદી આપી. પણ તેના ઉપર ફિતૂરનો વેહેમ આવવાથી ૧૮૪૦ માં **આપાસાહેબ**ને બેસાડ્યો. તે મુઆ પછી ૧૮૪૯ માં રાજ ખાલસા કર્યું. એ રીતે **મરેઠી** પેલી શાખા અને **પેશ્વાઈ** નાશ પામી. **કોલાપુર**વાળા હજુ રાજ્ય કરેછે.

---

## મરેઠી પાંચ રાજ્યનો સાર.

(૧) **પેશ્વા**—એ મરેઠાના મુખ્ય પ્રધાન હતા. **બાલાજી,** પેહેલો **બાજીરાવ,** તથા **માધવરાવે** બહાદુરીથી રાજ્ય વધાર્યું. છેલ્લા **બાજીરાવે** કુસંપને અવિચારથી **૧૮૧૮** માં રાજ ખોયું. પેશ્વાની ગાદી પુનામાં હતી.

(૨) **સિંધિયા**—એ રાજ સ્થાપનાર **રાણોજી,** પેશ્વાનો ખાસદાર હતો **જંકોજી** પાણીપતના રણમાં ૧૭૬૧ માં પડ્યા. **મહાદજીએ** માળવા વગેરે જીતી, દિલ્લીના શાહને કબજે કર્યો. **દોલતરાવ** ૧૮૦૩માં **વેલેસ્લી** સાથે લડ્યો. સલાહ કરી. હાલ તેના વંશજો **ગ્વાલીઅર**માં રાજ્ય કરેછે.

(૩) **હોલકર**—એ રાજ્યનો સ્થાપનાર **મલારજી** પહેલા બાજીરાવનો ઘોડેસ્વાર હતો. પછી તુકાજીને **અહલ્યાબાઇએ** ખોળે

લીધો. તે પછી **યશવંતરાવને** અંગ્રેજ સાથે લડાઇ થઈ. તેણે **૧૮૦૫** માં સલાહ કરી. એણે **બાજીરાવ** તથા સિંધીયાને **૧૮૦૧** માં હરાવ્યા હતા. પછી **મલ્હારરાવે** ૧૮૧૭માં લડાઈ કરી ત્યારથી તેના રાજ્યમાં અંગ્રેજી સૈન્ય રહેછે. હાલ તેના વંશજો **ઇંદોર**માં રાજ્ય કરેછે.

(૪) **ભોંસલા** ૧૭૫૩—૧૮૫૩—૧૦૦—એ રાજ્ય ૧૭૫૩માં **રાઘોજીએ** સ્થાપ્યું. તેની ગાદી **નાગપુર**માં હતી. પછી કેટલાક રાજા થયા. છેલો **રઘુજી** ૧૮૫૩માં અપુત્ર મૂઓ. તેથી અંગ્રેજે **નાગપુર** ખાલસા કર્યું.

(૫) **ગાયકવાડ**—૧૭૩૧માં **પીલાજીએ** વડોદરામાં ગાદી કરી. એ રાજ્ય ગુજરાત ને કાઠિયાવાડમાં વધ્યું. ૧૮૧૭ ના મરેઠી વિગ્રહથી ત્યાં **રેસીડેન્ટ** રહે છે. ૧૮૭૫માં **મલ્હારરાવ** ગાયકવાડ ઉપર રેસીડેંટને ઝેર દીધાનું તહોમત આવતાં તેને મદ્રાસમાં કેદ રાખ્યો. હાલ **શિયાજીરાવ** ગાદી ઉપર છે.

———:૦:૦:૦:———

## પ્રકરણ ૧૨ મું.

### યુરોપી લોકનું આવવું—ઈ. સ. ૧૫૦૦—૧૭૦૦

હિંદની દોલતથી મોહ પામી પરદેશી લોકો ચડી આવતા. તેમાં આરબ વેપારીઓ હિંદુસ્તાનનો માલ યુરોપમાં જઈ વેચતા. તે ત્યાં મોંઘો પડતો તેથી, યુરોપી લોકો હિંદમાં વેપાર અર્થે આવવા લાગ્યા. પોર્ટુગીઝ સરદાર **બાર્થોલામાડીઆઝે** ૧૪૮૭માં કેપ આફ્ગુડહોપનો શોધ કર્યો. સ્પેનથી હિંદુસ્તાન જવા ૧૪૯૨માં **કોલંબસને** મોકલ્યો, પણ તેનાં વહાણ પશ્ચિમમાં ઘસડાયાથી અમેરિકાનો શોધ લાગ્યો, તેમાં **સ્પેનને** બહુ લાભ થયો. તેથી યુરોપી લોકો ઉશ્કેરાયા.

**પોર્તુગાલથી**—પોર્તુગીઝ કે ફીરંગી કેપ ઓફ ગુડહોપને રસ્તે થઈ **વાસકોડીગામા** ૧૪૯૮માં કાલીકટ બંદરે આવ્યો. ત્યાંના રાજા **ઝામોરીને** તેને માન આપ્યું. પણ તે ૭ માસ રહ્યો મુસલમાન વેપારીની અદેખાઈથી તેને વધુ લાભ ન મળતાં પાછો ફર્યો. તે વખતે **ઝામોરીને** પોર્તુગાલ સાથે વેપાર ચલાવવાનો પત્ર લખી આપ્યો. ૧૫૦૨માં **વાસકોડીગામા** ૨૦ વહાણો લઇ ફરીથી હિંદમાં આવ્યો. ૧૫૦૩માં **આલબુકર્ક** ને ૧૫૦૫માં **આલમેડા** આવ્યો. ૧૫૦૯ માં બીજીવાર આલબુકર્ક આવ્યો. તેણે ૧૫૧૦માં **દીવ** ને ૧૫૧૫માં **ગોવા** જીતી લીધાં. પછી મલાકાને ઓર્મઝ બેટ લીધા, તે સારો જશ પામી ૧૫૧૫માં **ગોવામાં** મરણ પામ્યો. ૧૫૨૪માં **વાસકોડીગામા** ત્રીજીવાર આવ્યો ને **૧૫૨૭**માં કોચીનમાં મૂઓ. હાલ તેમના તાબામાં **દીવ, દમણ, ગોવા** મુખ્ય છે. તેમાં દમણ ૧૫૫૮માં મળ્યું **વલંદાકેડચ**—પ્રથમ **હોટમાન** ૧૫૯૩માં સુમાત્રાને જાવા ગયો, પછી બીજી કંપનીઓ થઇ તે બધી ૧૬૦૨માં જોડાઈ—૧૬૦૫માં વલંદાએ **આંબોયનામાં** રાજધાની કરી. **૧૬૧૯માં** જાવામાં બોવોઆ વસાવ્યું. તેવામાં ત્યાં અંગ્રેજી વેપારી આવતા તેથી ૧૬૨૩માં **આંબોયના**માં કતલ થઈ, તેથી તેઓ હિંદુસ્તાનમાં આવ્યા. **વલંદાએ** ૧૬૩૫માં **ફાર્મોસા** **૧૬૪૦**માં **મલાકા**, તથા ૧૬૬૪માં **કોચીનને કાલીકટ** લીધાં. તેમણે બહોળા લાભ લેવા બીજી પ્રજાપર અદેખાઈ કરી, તેમ કોઈ પર પ્રીતિ રાખી નહીં, તેથી તેમની પડતી આવી. ૧૬૫૯માં **કલાઇવે** ચીનસુરા જીત્યું, ને નીગાપટણ, જાફનાંપટણ, ને બીજાં થાણાં અંગ્રેજે લીધાં. હાલમાં **વલંદાનું** એક શેહેર હિંદમાં નથી.

**અંગ્રેજ—(૧) સ્ટીવન્સ** નામે અંગ્રેજ પહેલો ૧૫૭૯ માં

હિંદમાં આવ્યો. પછી ૧૫૮૩ માં **ફીચ, ન્યુબેરી,** ને **લીડસ** એ ત્રણ વેપારી આવ્યા. ઈંગ્લાંડના કેટલાક વેપારીઓ ત્યાંની **ઈલીઝેબેથ** રાણી પાસેથી ૧૬૦૦ માં હિંદ તથા પૂર્વના બેટોમાં વેપાર કરવાની સનંદ મેળવી તેમણે ૧૬૧૧ માં **સુરત**માં કોઠી ઘાલી. ૧૬૧૫ માં ઈંગ્લાંડના ૧ લા **જેમ્સ** રાજાએ જહાંગીરના દરબારમાં **સરટામ્સરોને** વેપાર માટે મોકલ્યો.

(૨) **આમ્બોઇના**માં ૧૬૨૩ માં વલંદાએ ૧૮ ઈંગ્રેજોને દગાથી માર્યા જેથી ત્યાંનો વેપાર છોડી હિંદમાં આવ્યા.

(૩) **મદ્રાસમાં થાણું**—મસાલાના બેટમાંથી આવેલા અગ્રેજોએ **૧૬૨૩**માં મચ્છલીપટણમાં તથા ૧૬૨૬માં **આર્મીગામ**માં કોઠી ઘાલી. ૧૬૩૮માં **ચંદ્રગીરી**ના રાજાની પરવાનગીથી મદ્રાસમાં **ફોર્ટસેંટજ્યોર્જ** કિલ્લો બાંધ્યો. તે ૧૬૫૩માં સ્વતંત્ર ઈલાકો બન્યો.

(૪) **મુંબાઈનાં થાણું**—૧૬૧૭માં અંગ્રેજે સુરતમાં કોઠી કરેલી. ત્યાંથી ઘોઘા અમદાવાદને ખંભાત તરફ તેમનો માલ જતો. ઈંગ્લાંડનો બીજો **ચાર્લસ**રાજા પોર્ટુગાલના રાજાની કુંવરી વેરે પરણ્યો. તેને પેહેરામણીમાં **મુંબાઇ બેટ** ૧૬૬૨ માં મળ્યો એ બેટ **ચાર્લસે** દર વર્ષે **સો** રૂપિઆ લેવા કરી ૧૬૬૮ માં કંપનીને આપ્યો. કુંપનીએ સુરતની કોઠી ઉપાડી ૧૬૮૭ માં ઉપલી મુંબાઇમાં ભેળવી.

(૫) **બંગાળાનાં થાણું**—૧૬૩૪ માં દિલ્લીના પાદશાહે બંગાળામાં વેપાર કરવાની અંગ્રેજને રજા આપી. ૧૬૪૦ **માં હુગલીને** ૧૬૪૨ માં **બાલાસોર**માં કોઠી ઘાલી ૧૬૪૫ માં **બાઉટન** નામે ડાકટરે શાહજહાં પાસેથી કંપનીને વેપાર સંબંધી હક અપાવ્યા. **૧૬૮૧** માં બંગાળા મદ્રાસથી જાદું પડયું ને ત્યાં **હોજીસને** ઉ-

પરી ઠરાવ્યો. ૧૬૮૬ માં નવાબ **સાઇસ્તખાંએ** અંગ્રેજી માલપર હલ્લો કર્યો તેથી તેણે **ફોર્ટસેંટવિલીયમ** નામે કિલ્લો બાંધ્યો. ઈ. સ. ૧૭૦૦ માં **આજીમશાહ** પાસેથી **સુસાન્ટી, ગોવિંદપુર, ને કલકત્તા,** એ ત્રણ વેચાતાં લીધાં. ૧૬૮૧ માં કંપનીએ હિંદની ઉપજનો સરજાન **ચાઇલ્ડને** ઉપરી નીમ્યો. ૧૭૦૯ માં **યુનાઇટેડ** ઈસ્ટ ઇંડીયા કંપની જોડાઇ ગઇ.

**ફ્રેંચ** (૭ કંપનીઓ થઇ.)

(૧) ૧૬૦૪ માં (૨) ૧૬૧૧ (૩) ૧૬૧૫ માં (૪) ૧૬૪૨માં (૫) ૧૬૪૪ માં તથા ૧૭૭૯ માં ગળી છએ જોડાઈ કુંપની થઇ. ૧૬૭૪ માં પોંડેચરીમાં થાણું કર્યું. ૧૭૬૧ માં પડી ભાગ્યા. ને ૧૭૯૬ માં કંપની બંધ થઇ.

હાલ તેમને તાબે પોંડેચરી, માહી, કારીકલ, યાનાન, ચંદ્રનગર **ડેનલોકની**—૧૬૧૨ને ૧૬૧૭માં બે કંપની થઈ, તેમના **ત્રાંકવીબાર** ને **શ્રીરામપુર** ૧૬૪૫ માં અંગ્રેજે વેચાતાં લીધાં.

૧૭૩૧ માં **સ્વીડન** કંપની થઇ, ૧૭૩૩ માં **સ્પેન** કંપની થઈ તે **ફીલીપાઈનમાં** વેપાર કરતી ૧૭૨૩ માં **ચોસ્ટેન્ડ** કંપની થઇ. તેણે ૧૭૨૮ માં દેવાળું કાઢયું. એ બધીમાં **ફ્રેંચ** ને **અંગ્રેજનું** જોર વધ્યું. ને છેવટે અંગ્રેજો હિંદના ધણી થયા.

## પ્રકરણ ૧૩ મું.

**(હિંદમાં અંગ્રેજ અને ફ્રેંચ)** અઢારમાં સૈકાને મધ્યભાગે **મદ્રાસમાં** અંગ્રેજનું અને **પોંડેચરી** માં ફ્રેચનું થાણુ હતું. તેમના વિગ્રહથી ફ્રેંચ સત્તા પડી ભાગી, અને અંગ્રેજ જોરાવર થયા. તે સમે હૈદ્રાબાદમાં **નિજામુલ મુલ્ક** અર્કાટમાં **નવાબ** તથા મહિસુર, ત્રીચીનાપલી, અને તંજાવરમાં હિંદુરાજા અમલ કરતા હતા.

## કર્ણાટકનો પેહેલો વિગ્રહ–૧૭૪૬ થી ૧૭૪૮.

૧૭૪૪ માં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ જાગી તેની અસર હિંદમાં થઇ. ફ્રેંચ સરદાર **લાબર્ડોને** ૧૭૪૬ માં મદ્રાસ જીતી લીધું. અને મદ્રાસના અંગ્રેજો **દેવીડ** કિલ્લામાં ભરાયા. તેની પાસેથી કેટલોક દંડ લઇ મદ્રાસ પાછું આપ્યું. તે પોંદેચરીના લોભી **દુપ્લી**-ને ગમ્યું નહીં. તેણે **દેવીદને** ઘેર્યું. એવામાં અંગ્રેજને મદદ આવી પહોંચી ને **દુપ્લી** પાછો ગયો. આ વખતે **કલાઇવ** નામે જુવાન ઈંગ્રેજ વેપારી ખાતું છોડી, લશ્કરમાં નોકર હતો. તેણે તથા તેના ઉપરી **લારેન્સે** પોંદેચરી ઘેર્યું. પણ જીતી ન શકતાં પાછા ફર્યા. **તંજાવર**ની ગાદી માટે બે ભાઇ લડતા હતા. તેમાંના એકને મદદ કરવાથી અંગ્રેજને **દેવીકોટા** મળ્યો ૧૭૪૮.

## કર્ણાટકનો બીજો વિગ્રહ ૧૭૪૮—૧૭૬૪.

હવે અંગ્રેજો અને ફ્રેંચો, દેશી રાજાઓનો પક્ષ કરી લડવા લાગ્યા. જેથી બીજો વિગ્રહ શરૂ થયો. ૧૭૪૮માં હૈદ્રાબાદમાં **નિજામ** મરણ પામ્યો. તેની ગાદી તેના પુત્ર **નાસિરજંગ**ને મળી. એજ સાલમાં કર્ણાટકનો નવાબ પડયો તેની ગાદીએ **અન્વરૂદીન** બેઠો. પણ **નાસીરજંગની** સામો તેનો ભાઈ **મુજફ્ફર** અને **અન્વરૂદીન**-ની સામો તેનો જમાઈ **ચંદાસાહેબ** થયો. તે બન્નેનો **દુપ્લીએ** પક્ષ કર્યો. અંગ્રેજો **અન્વરૂદીન**ની તરફ થયા. **મુજફ્ફર, ચંદાસાહેબ**ને **દુપ્લીએ** મળી ૧૭૪૯ માં **અન્વરૂદીનને અંબુરની** લડાઇમાં માર્યો. તેનો પુત્ર **મહમદઅલી** ત્રીચીનાપલીમાં ભરાયો, ને **ચંદાસાહેબ** આર્કાટની ગાદીનો વારસ થયો. તેથી તેણે પોંદેચરીની આસપાસનાં **૮૧** ગામ **ફ્રેંચને** આપ્યાં **બુસી** નામે ફ્રેંચ સરદારે નવાબનો **જીંજીમઠ** લીધો, તથા **નાસીરજંગને** હરાવ

**મુજફરને** ગાદી અપાવી. ૧૭૫૦ રસ્તામાં **મુજફરનું** ખુન થતાં તેના ભાઈ **સલાબતજંગને બુસીએ** ગાદી અપાવી. તેણે ફ્રેંચને ઉત્તરસિરકાર તથા મચ્છલીપટણ આપ્યાં. એ રીતે ફ્રેંચ સત્તા વધી.

**આર્કાટની** લડાઈ–**૧૭૫૧ ચંદાસાહેબે** અંગ્રેજના મિત્ર **મહમદઅલીને** ત્રીચીનાપલીમાં ઘેર્યો હતો. તેને છૂટો કરવા ચતુર **કલાઇવે** યુક્તિ શોધી કે **ચંદાસાહેબની** રાજધાની **આર્કાટ** ઘેરી લેવી. મદ્રાસમાં તે વાત ગમ્યાથી **કલાઇવે** ૫૦૦ માણસથી **આર્કાટ** જીતી લીધું. **ચંદાને** એ વાતની ખબર પડતાં પોતાના દીકરા **રાજાસાહેબને** ફ્રેંચ ફોજ સહીત **આર્કાટ** મોકલ્યો. તેણે ઘણા દિવસ ઘેરો રાખ્યો. આખર હારીને નાઠો. **૧૭૫૧.** તેવામાં **કલાઇવને** મદ્રાસથી ખબર આવી તેથી તે **રાજાસાહેબની** પૂંઠે દોડયો. તેને ૧૭૫૧ માં **આર્ની** આગળ તથા ૧૭૫૨ માં **કોવરેપાક** આગળ હરાવ્યો. અને ડુપ્લીના **કીર્તિસ્થંભનો** નાશ કર્યો. અંગ્રેજે **મહમદઅલીને** આર્કાટની ગાદી આપી. ફ્રેંચો નરમ પડી પોંદેચરી ગયા. ને **ચંદાને** મરેઠાઓએ માર્યો. એ રીતે અંગ્રેજ ગયા પછી **કલાઇવ** ૧૭૫૨ માં પેહેલીવારનો સ્વદેશ ગયો. **ડુપ્લીને** ફ્રેંચ સરકારે ૧૭૫૪ માં ફ્રાન્સ બોલાવી લીધો. ત્યાં તે અપમાન પામી **૧૭૬૩** માં મૂઓ. પછી **ગોડ્યુ** નામે ફ્રેંચ ગવરનર આવ્યો. ને બન્ને પ્રજા વચ્ચે સલાહ થઈ.

---

## કર્ણાટકનો ત્રીજો વિગ્રહ. ૧૭૫૮—૧૭૬૧

ફ્રેંચ સરકાર **ગોડ્યુ** એ પછી **લાલીને** ૧૭૫૮ માં મોકલ્યો. તે હોંસીલો પણ અવિચારી હતો. તેથી તુરતજ **દેવીડ** કિલ્લો જીતી લઈ અંગ્રેજને કાઢવાની તૈયારી કરી. તેણે **બુસીને** હૈદ્રાબાદમાંથી બોલાવી લીધો. તેથી ત્યાં ફ્રેંચ સત્તા ઓછી થઈ. **વાંદેવાસ**

આગળ ૧૭૫૯ માં ઈંગ્રેજ સરદાર **સરકુટે** **લાલી** તથા **બુસીને** હરાવ્યા. ને કર્નલ **ફોર્ડે** મચ્છલીપટણ, તથા ઉત્તર સીરકાર લીધાં. વળી **પોંદેચરી** તથા **જીંજી** ૧૭૬૧ માં જીતી લીધાં. એ રીતે ફ્રેંચ સત્તા પડી ભાંગી. **લાલી** ૧૭૬૧ માં ફ્રાન્સ ગયો તેનાપર રાજ ખોયાનો દોષ મૂકી ફાંસી દીધી. **૧૭૬૬.** બન્ને સરકાર વચ્ચે **૧૭૬૩** માં સલાહ થવાથી ફ્રેંચને પાંચ થાણા પાછાં સોંપ્યાં જે હાલ તેમના તાબામાં છે.

———:૦:૦:———

## પ્રકરણ ૧૪ મું.

### **બંગાળાને મહિસુરનો વિગ્રહ.** ૧૭૫૬—૧૭૬૯

**બંગાળી પેહેલો વિગ્રહ**—૧૭૫૭ મુર્શીદાબાદની ગાદીએ **નવાબ** **અલીવર્દીખાન** ૧૭૪૦ માં બેઠો. તે અંગ્રેજનો મિત્ર હતો. તેણે કલકત્તાની આસપાસ ખાઈ ખોદવાની અંગ્રેજોને રજા આપી, જે હાલ **મરેઠીખાડી** કહેવાયછે. એની પછી **સુરાજઔદલા** ૧૭૫૬ માં ગાદીએ બેઠો એ નિર્દયને અવિચારી હતો. તે અંગ્રેજની ઇર્ષા કરતો. એવામાં તેનો એક ગુનેગાર અંગ્રેજને શરણે ગયો, તેને પાછો સોંપ્યો નહીં તેથી લડાઈ થઇ. નવાબે કાસીમ બજારની અંગ્રેજી વખારો લુટી **૧૭૫૬** માં **કલકતાપર** ચડયો. ઘણા અંગ્રેજો નાસી છૂટયા. ને **૧૪૬** પકડાયા. તે બધા **૧૮** ચો. ફુટની કોટડીમાં પૂર્યા તેમાં પાણીને હવા વગર **૧૨૩** જણ મરી ગયા ફક્ત **૨૩** જણ અધમુઆ નીકળ્યા. ઈ. સ. ૧૭૫૬ માં **કલાઇવ** બીજી વાર મદ્રાસનો ગવર્નર થઇ આવ્યો તે આ સમાચાર સાંભળી **વાટસનને** સાથે લઇ, વેર વાળવા કલકત્તે આવ્યો. અને કલકત્તા લીધું. **નવાબ** સામો થયો પણ **કલાઇવે** સલાહ કરી કે

એક બીજાને હરકત કરવી નહીં. **૧૭૫૭. બંગાળી બીજો વિગ્રહ**—૧૭૫૭—**કલાઇવે** ફ્રેંચનું ચંદ્રનગર જીતી લીધું. તેથી નવાબ ગુસ્સે થયો ને લડાઇની તૈયારી કરી. **કલાઇવે** તેની સામે કાવતરૂં રચી નવાબના સેનાપતી **મીરજાફરને** ગાદી આપવાનું ઠરાવ્યું તેમાં **કલાઇવ, વાટસન,** નવાબનો ખજાનચી **રાય દુર્લભ** ને **જગતશેઠ** એઓ સામેલ થયા, આ વાત છૂપી રાખવા નવાબના વકીલ **અમીચંદે** ત્રીસ લાખ રૂપિઆ માગ્યા. તેને **કલાઇવે** ખોટું ખત કરી આપી છેતર્યો. **પ્લાસીની લડાઇ**—૧૭૫૭ એ બધું તૈયાર થયા પછી **કલાઇવ** મુર્શીદાબાદપર ચડયો. નવાબ પણ સામો આવ્યો. **કલાઇવ** પાસે ત્રણ હજાર સિપાઇ ને ૮ આઠ તોપ હતી. નવાબ પાસે **૫૦** હજાર સૈન્ય ને **૫૦** તોપો હતી. **પ્લાસીનાવન** માં તા. ૨૩ મી જુને લડાઈ થઈ તેમાં **કલાઇવે** છાપો મારી **નવાબને** નસાડયો. તેને મીરજાફરના દીકરા **મીરાને** માર્યો. **કલાઇવે** કેટલાક હક લખાવી લઇ **મીરજાફરને** ગાદીએ બેસાડયો. તેણે અંગ્રેજોને પુષ્કળ નાણું, તથા ચોવીશ પ્રગણાની ઉપજ બક્ષીસ કરી. એમાંથી બિચારા **અમીચંદને** કાંઇ ન મળવાથી તે ગાંડો થઇ મરણ પામ્યો. **૧૭૫૭.**

**મીરજાફર**—૧૭૫૭ માં **કલાઈવ** બંગાળાનો પેહેલો ગવર્નર **મીરજાફરને** ગાદી આપ્યાથી દિલ્લીનો પાદશાહ ચડી આવ્યો, તેને **કલાઇવે પટણા** આગળ હરાવ્યો ૧૭૫૯ નવાબ **મીરજાફરે** સ્વતંત્ર થવા ચીનસુરાના વલંદાની મદદ માગી. તેથી **કલાઇવે** ૧૭૫૯ માં વલંદાના સૈન્યનો નાશ કર્યો. ૧૭૬૦ માં **કલાઈવ** બીજીવાર સ્વદેશ ગયો. ત્યાં માન પામ્યો. **મીરજાફર** અગ્રેજનો દેવાદાર હતો તથા પોતાની ફોજનો પગાર આપી શકયો નહીં, તેથી તેના ધનવાન જમાઈ **મીરકાસમને** અંગ્રેજોએ ગાદી આપી. **૧૭૬૦.**

## મીરકાસમ.

તેને ગાદી મળવાના બદલામાં **બરદાન ચીતાગાંગ**, ને **મેદ-નીપુર** પ્રગણાં કંપનીને આપ્યાં. તેણે **મોંગીરમાં** રાજ્યધાની કરી અને કવાયદી ફોજ ઉભી કરી.

---

## ત્રીજો બંગાળી વિગ્રહ ૧૭૬૩—૬૫.

કંપનીના માલનું દાણ માફ હતું, ને રૈયતનું લેવાતું. કંપનીના નોકરો પણ દાણ ન આપવા લાગ્યા, તેથી નવાબને નુકસાન થવા લાગ્યું. નવાબે બધી રૈયતનું દાણ માફ કર્યું. આથી અંગ્રેજો કોપ્યા. **કાસમે** અંગ્રેજી માલની હોડીઓ ખાળી. ને પટણા જીતી લઈ **૨૦૦** અંગ્રેજોની કતલ કરી. ૧૭૬૩ માં **વેરીઆ** તથા **ઉધ્વાનાલાની** લડાઈમાં મેજર **આદમ્સે** તેને હરાવ્યો. ને ઘુડ્ઢા **મિરજાફરને** ફરી ગાદી આપી. ૧૭૬૩ **મીરકાસમ** નાસીને અયોધ્યાના **સુજાઉદ્દૌલા** પાસે ગયો, ત્યાં દિલ્લીનો **શાહઆલમ** પણ આવી મળ્યો. ત્રણે મળી **પટણાપર** ચડી આવ્યા, તેમને કપતાન **કાલીયર્ડે** ખાળ્યા. તથા મેજર **મનરોએ** બકસર પાસે ૧૭૬૪ માં હરાવ્યા. તેથી **મી-રકાસમ** નાસી ગયો. ને બાકીના બે શરણે આવ્યા. ૧૭૬૫.

---

## કલાઇવનું ત્રીજીવાર આવવું.

તે ૧૭૬૫ના મે માસમાં વિલાયતથી આવ્યો. એવામાં **મીરજાફર** મરી ગયો હતો. તેની ગાદી તેના પુત્ર **નિજામઉદ્દૌલાને** પૈસા લઈ આપી. આવેલા **કલાઇવે** બે મોટાં કામ કર્યાં.

(૧) તે આવતાં વાર અલ્હાબાદ ગયો. ત્યાં અયોધ્યાના નવાબ પાસેથી **૫૦** લાખ રૂ. લઈ તેનો મુલક આપ્યો. તથા **શાહ** પા-સેથી બંગાળા, બહાર, ને ઓઢીઆની ઉપજ લેવાનો હક મેળવ્યો

**૧૭૬૫.** તેમ **આદીલશાહને** ૩૦ લાખ રૂ. ની ખંડણી આપવી. તથા **કોરા,** ને **અલ્હાબાદ** પ્રાંત આપવા ઠરાવ્યા.

(૨) કંપનીના નોકરોના પગાર વધાર્યા. તેમને ખાનગી વેપાર કરતા તથા લાંચ લેતા અટકાવ્યા. લશ્કરનું બેવડું ભથું બંધ કર્યું, તેમાં રીસાયા તેને સજા કરી શાંતી કરી. તે ઇ. સ. **૧૭૬૭** માં ત્રીજીવાર સ્વદેશ ગયો ને ઘણું માન પામ્યો. પછી શત્રુએ તેનાપર કામ ચલાવ્યું તેમાં તે જીત્યો, પણ આપઘાત કરી **૧૭૭૪** માં મરણ પામ્યો. **કલાઇવ**—શૂરો ચતુર, ને કપટી હતો. બંગાળા ને મદ્રાસમાં રાજ્યનો મજબૂત પાયો નાંખનાર એ નર હતો.

## **મહિસુરનો પેહેલો વિગ્રહ** ૧૭૬૭—૧૭૬૯.

**હૈદરઅલી** નામે હિંદુ રાજા મહિસુરમાં રાજ્ય કરતો હતો તેનો **પ્રધાન નંદરાજ** હતો. તેની ફોજમાં **ફતેહમહમદ** નાયક રણમાં પડયો તેનો પુત્ર **હૈદર** હતો. તે પરાક્રમ કરી મોટી પદવી પામ્યો. ૧૭૬૧ માં તેણે **નંદરાય** તથા રાજાને ઉઠાડી ગાદી લીધી. ને ઈંગ્રેજી હદ ઉપર ચડી આવ્યો, તેનું બળ અટકાવવાની અંગ્રેજોને જરૂર પડી—અંગ્રેજે **પેશ્વા** તથા **નિજામ** સાથે સંપ કર્યો. **હૈદરે** તે બેને લાંચ આપી ફોડયા. અંગ્રેજ સામે **ચંગામ, ત્રીનોમાલી** ને **અંબુર** આગળ ૧૭૬૭ માં લડાઈ કરી. તે ત્રણે લડાઈમાં **સ્મીથે** તેને હરાવ્યો. તેથી ૧૭૬૯ માં **મદ્રાસની** સલાહ થઈ કે એક બીજાનો મુલક પાછો આપવો તથા દુઃખ વખતે મદદ કરવી.

—:૦:૦:—

## પ્રકરણ ૧૫ મું.

### **વાર્નહેસ્ટીંગ્સ.** ૧૭૭૨ થી ૧૭૮૫

**કલાઇવના** ગયા પછી ઇજારદારોને નોકરો પૈસા લેવા જુલમ

કરતા. તેથી કંપનીની ઉપજ વધી નહીં. માટે **૧૭૭૨** માં કૌંસીલના વડા મેંબર વાર્ન **હેસ્ટીંગ્સને** બંગાળાનો ગવર્નર નીમ્યો. તેણે વસુલાતમાંથી દેશીઓને કાઢી અંગ્રેજોને નીમ્યા. ન્યાય ને પોલીસ ખાતાગાં સુધારો કર્યો. તે બે વર્ષ ગવર્નર થયો. પણ પાર્લામેન્ટે કરેલા ૧૭૭૩ ના **રેગ્યુલેટીંગ** આકટથી તે પેહેલો ગવર્નરજનરલ થયો તેની મદદમાં મી. **બાર્વેલ**, મી. **ફાન્સીસ**, જનરલ **કલેવરીંગ** અને **મોનસન** એ ચારની કૌંસીલ નીમી. ગવર્નર જનરલને **મુંબાઇ** ને **મદ્રાસના** ગવર્નરોનો ઉપરી ઠરાવ્યો. ને કલકત્તામાં નવી **અદાલત** સ્થાપી. એ પ્રમાણે ધારો થયો. કૌંસીલમાં મી. **બાર્વેલ** સિવાયના ત્રણ મેંબરો સામા થવાથી તથા અયોગ્ય કામ કર્યાથી તે નીંદાયો.

## અયોગ્ય કામ.

(૧) બંગાળાના નવાબનું પેનશન ઓછું કરી તેમાંથી ૧૬ લાખ રૂ. બચાવ્યા. (૨) કોરાને અલ્હાબાદ પ્રાંતો બાદશાહને ન દેતાં તે અયોધ્યાના નવાબને **૫૦** લાખ રૂ. વેચ્યા. (૩) બંગાળા વગેરે પ્રાંતોની ઉપજ બદલ બાદશાહને **૩૦** લાખ રૂ. ની ખંડણી દેવી પડતી તે બંધ કરી. (૪) રોહિલાને મારી કાપી તે પ્રાંત અયોધ્યાના નવાબને જીતી આપ્યો, તેમાં ઘણું ખર્ચ થયું તેમાં ત્રણ મેંબરો વિરૂદ્ધ હતા. (૫) ૧૭૭૫ માં **નંદકુમારે** તેનાપર લાંચનું તહોમત મૂક્યું, પણ ખોટો લેખ બતાવ્યાનો ગુનો ગણી તેને ફાંસી દીધી. (૬) કાશીના રાજા **ચૈયતસિંહ** પાસે ધારાથી વધુ ખંડણી માગી તેથી તે સામો થયો તેને હરાવી તેના ભત્રિજાને ગાદી આપીને વધુ ખંડણી ઠરાવી. **૧૭૮૨** (૭) **ચૈયતસીંહને** મદદ કર્યાનું આળ મૂકી અયોધ્યાની બેગમો પાસેથી **૧ એક કરોડ** રૂ. જુલમથી લીધા.

## (૨) પેહેલો મરાઠી વિગ્રહ. ૧૭૭૫—૧૭૮૨

**પુનાની** ગાદી માટે બે ભાઇને તકરાર ચાલી. તેમાં **રાઘોબાએ** મુંબાઈ સરકારને **સાષ્ટીબેટ** દેવાની સરતથી સલાહ કરી. **૧૭૭૫** માં પણ **કલકતા** સરકારે **માધવરાવ** સાથે **૧૭૭૬**માં **પુરંદરનું** તહનામું કર્યું પણ પાછળથી જણાયું કે **માધવરાવ** ફ્રેંચ તરફ છે. તેથી **રાઘોબાને** મદદ કરવા **વેલેસ્લીને** મોકલ્યો. તે આવ્યા પહેલાં મુંબાઇના લશ્કરની **પુના** આગળ ૧૭૭૯ માં હાર થઇ. ને **વારગામમાં** નામોશી ભરેલા કરાર કર્યા. તેથી **હેસ્ટીંગ્સે** કર્નલ **ગોર્ડને** મોકલ્યો. તેણે **૧૭૮૪** માં **સુરતને અમદાવાદ** લીધાં તથા **પોફામે** ગ્વાલીઅરગઢ લીધો. છેવટ ૧૭૮૨ માં **સાલબાઇની** સલાહ થઈ કે **પુરંદરના** તહનામા પછી લીધેલો મુલક મરેઠાને પાછો આપવો.

---

## (૩) બીજો મહિસુર વિગ્રહ ૧૭૮૦—૧૭૮૪.

મરેઠાએ ૧૭૭૨ માં **ચેરકુલી** પાસે **હૈદરને** હરાવ્યો. ત્યારે અંગ્રેજે મદદ ન કરી તથા **માહી** પાસેનો તેનો મુલક દબાવ્યો, **એથી** ગુસ્સે થઈ **હૈદરે** લડાઈ આરંભી-પ્રથમ **હૈદરે** કર્નલ **બેલીને પેરામ બોકમ** આગળ **૧૭૮૪** માં હરાવ્યો. તથા સર આયર **કુટને ચીલામ્બ્રમ** આગળ **૧૭૮૧** માં હરાવ્યો. પાછળથી **કુટે પોર્ટોનોવો, પોલીલોર, ને શોલીંગર** આગળ ૧૭૮૧ માં **હૈદરને** હરાવ્યો તથા **પનીઆની** આગળ ૧૭૮૨ માં, **એર્બીંગટને ટીપુને** હરાવ્યો. એવામાં ચિતુરમાં **હૈદરનું** મરણ થયું **૧૭૮૨**. પણ તેના પુત્ર **ટીપુએ** લડાઈ જારી રાખી. આખર **ટીપુએ** ૧૭૮૪ માં **મેંગલોરની** સલાહ કરી. તેથી એક બીજાનું જીતેલું પાછું મળ્યું ને બીજો ઝઘડો પૂરો થયો.

## (૪) પીટનું બીલ.

**ફૉકસનું** બીલ ૧૭૮૩માં નામંજુર થયા પછી પાર્લમેંટમાં **પીટ** નામના પ્રધાને ૧૮૮૪ માં બીલ મૂકયું. તેમાં એ ઠરાવ હતો કે કંપનીના **૨૪** ડીરેકટરોમાંથી **ત્રણ જણની** છૂપી મંડળી નીમવી. **તેમને** માથે **છ** શખ્સની કમીટી નીમવી. (૨) કલકત્તાથી કૌંસીલમાં **૪** ના **૩** મેંબર રાખવા. મુંબાઈ તથા મદ્રાસમાં કૌંસીલ ઠરાવી એ બીલ મંજુર થયું.

**હેસ્ટીંગ્સ** ૧૭૮૫ માં વિલાત ગયો. ત્યાં તેનાપર **બર્ક** સાહેબે અયોગ્ય કામ સંબંધી તહોમત મૂકયાં. તે કામ **૭** વર્ષ ચાલ્યું તેમાં ઘણું ખર્ચ કરી તે છૂટયો.

---

## લાર્ડકાર્નવાલીસ ૧૭૮૬—૧૭૯૩.

**હેસ્ટીંગ્સના** ગયા પછી **૨૦** માસ **મેકફર્સન** સાહેબે કામ ચલાવ્યું. પછી લાર્ડ **કાર્નવાલીસ** ૧૭૮૬ માં આવ્યો.

(૧) નિઝામ સાથે સલાહ કરી ૧૭૮૮માં **ગંતુર** પ્રાંત લીધો.

(૨) **જમાબંદીના ધારા**—તેણે જમાબંદીના ત્રણ નિયમ બાંધ્યા—(૧) મોટા જમીનદારોએ પોતાની ઉપજનો અમુક **આંકડો** સરકારમાં ભરવો. તેમને હમેશના પટા કરી આપ્યા. (૨) લોકોએ પોતાની ગામની ઉપજનો આંકડો ઉઘરાવી સરકારમાં ભરવો. (૩) દરેક ખેડુતની જમીન માટે વિઘોટી ઠરાવી. પેહેલી રીત **બંગાળામાં** ને ત્રીજી મદ્રાસ તથા **મુંબાઇ ઈલાકામાં** ચાલે છે.

---

## (૩) મહિસુર વિગ્રહ—૧૭૯૦—૧૭૯૩.

**ટીપુએ** અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા પર ચડાઇ કરી. તેથી **કાર્નવાલીસ** પંડે લડવા ગયો. **શિમોગાને અરીકેરા** આગળ **૧૭૯૧** માં **ટીપુ** હાર્યો. ને અંગ્રેજે **બેંગલુર** તથા **નંદીદુર્ગ** જીતી

લીધાં. ૧૭૯૨ **શ્રીરંગપટણ** ઘેર્યું. તેથી **ટીપુએ** લાચાર થઇ અર્ધું રાજ તથા ૩ કરોડ રૂા. આપી સલાહ કરી–૧૭૯૨.

**કાર્નવાલીસે**—બંગાળા, મદ્રાસ, ને મુંબાઇના કામ જૂદાં પાડ્યાં. વસુલાતને ન્યાયખાતામાં સુધારા કર્યા. તથા કલકત્તામાં **હાઇકોર્ટ** સ્થાપી. એ ૧૭૯૩ માં સ્વદેશ ગયો.

---

**સરજાનશોર** ૧૭૯૩—૧૭૯૮

(૧) એ **૧૭૯૩** માં આવ્યો. દેશીરાજમાં હાથ ન ઘાલતાં સલાહથી કારભાર કરવાનો તેનો વિચાર હતો. મરેઠાએ નિજામને **કુર્દલામાં** ૧૭૯૫ માં હરાવ્યો. તેમાં મદદ ન કર્યાથી નિજામે સિકંદરાબાદની અંગ્રેજની છાવણી ઉઠાવી લીધી. ને ફ્રેંચ સરદાર રાખ્યા.

(૨) કર્ણાટકનો નવાબ **મહમદઅલી** ૧૭૯૫માં મરણ પામતાં તેના પુત્રને અંગ્રેજે ગાદી આપી.

(૩) અયોધ્યાનો નવાબ **અસોફુદ્દૌલા** ૧૭૯૭ માં મૂઓ ને ગાદીની તકરાર પડી. અંગ્રેજે મરનારના ભાઇ **સાદતઅલીને** ગાદી આપી, **વજીરઅલીને** કેદ કર્યો. વજીરઅલીએ કાશીના **રેસીડેંટચેરીનું** ખૂન કર્યું તેથી તેને જન્મકેદ કર્યો. **સરજાનશોર** ૧૭૯૮ માં સ્વદેશ ગયો.

---

**લાર્ડવેલ્સલી**—૧૭૯૮—૧૮૦૫—(મોર્નિંગ્ટન)

(૧) તે **૧૭૯૮** માં આવ્યો. દેશી રાજ્યોને તાબે કરી અંગ્રેજી સતા વધારવા તેનો વિચાર હતો. તેથી દેશી રાજાઓને મદદ આપવા ઠરાવ કર્યો. પ્રથમ **નિજામ** સાથે ૧૭૯૮ માં સલાહ કરી, તેને ખર્ચે **સિકંદરાબાદમાં** અંગ્રેજી છાવણી રાખી. તથા **ફ્રેંચોને** કાઢવાની સરત કરી.

(૨) **મહિસુરનો ચોથો વિગ્રહ**—૧૭૯૯ શ્રીરંગપટણની સ-

લાહ પછી **ટીપુએ** ક્રોધે ભરાઈ ફ્રેંચ તથા અફગાનની મદદ માગી. ને અંગ્રેજ સામે લડાઈની તૈયારી માંડી. તેથી **માલવેલી** આગળ **હારીસે, સદાશીર** પાસે **સ્ટુઅર્ટે** ને **શ્રીરંગપટણ** આગળ **બેયર્ડે** ૧૭૯૯ માં હરાવ્યો. **ટીપુ** લડતાં મરાયો.

**ટીપુના રાજની વહેંચણ— ટીપુનું** રાજ ત્રણ ભાગે વહેંચાયું (૧) શ્રીરંગપટણનો ભાગ અંગ્રેજે રાખ્યો.

(૨) મહિસુરનો ભાગ આગલા હિંદુ રાજાના વંશને ગાદીએ બેસાડી આપ્યો. (૩) બાકીનો ભાગ નીઝામ, મરેઠા, વગેરે **મદદગાર** રાજાઓને આપ્યો. **આર્થરવેલેસ્લીએ** (ગ. જ. નો ભાઇ) શ્રીરંગપટણમાં સારો કારભાર કર્યો. **ટીપુના** બે પુત્રને **વેલોર**માં કેદ રાખ્યા. પાછળથી કલકત્તે મોકલ્યા.

(૪) સુરતના નવાબને એક લાખ પેનસન આપીને રાજ ખાલસા કર્યું. તથા કર્ણાટકના નવાબને પેનશન આપી તેનું રાજ કરજ પેટે ખાલસા કર્યું **૧૮૦૧.**

---

## મુકાબલા.

**શિવાજી ને હૈદર**—બન્ને શૂરા, કપટીને સમય સાધક અને પહોંચેલા હતા. બન્નેએ આપ બળથી રાજ્ય સ્થાપ્યાં ને હોંશિઆરીથી રાજ્ય ચલાવ્યાં. ફેર એજ કે **શિવાજીએ** રાજ્યનું ધોરણ એવું કર્યું કે, તે પછીના નબળા રાજાઓના સમયમાં ઔરંગજેબ જેવો બળવાન શત્રુ છતાં રાજ્ય ટકી રહ્યું, પણ **હૈદરનો** પુત્ર શૂરો છતાં સમય ફેરને લીધે તેનું રાજ્ય ડૂબ્યું.

**વાર્નહેસ્ટીંગ્સને કલાઈવ—કલાઇવે** રાજ્ય સ્થાપ્યું ને **હેસ્ટીંગ્સે** દઢ કર્યું. બન્ને સ્વાર્થ સાધવામાં તર્કટ ને પાપ કરતા. કલાઇવ લડવૈયો ને **હેસ્ટીંગ્સ** રાજનીતિજ્ઞ હતો. બન્ને દઢ મનના, છાતીવાળા ને પહોંચેલા હતા.

**ડુપ્લીને કલાઇવ**—બન્ને દેશીરાજ્યના કજીયામાં ભળ્યા. ને રાજ્ય સ્થાપવાની ઇચ્છા કરી. બન્ને લડવૈયા, ચતુર, ને યુક્તિવાન હતા. પણ ડુપ્લીમાં કલાઇવના જેવી અગમચેતી નહોતી, તેથી કલાઇવે ડુપ્લીની ધારણા તોડી. તથા અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો.

**લાર્ડહેસ્ટીંગ્સને લાર્ડવેલ્સલી**—બંનેની ઇચ્છા દેશીરાજ્યની નબળાઇનો લાભ લઇ અંગ્રેજી રાજ્ય વધારવાની હતી. **હેસ્ટીંગ્સે** અયોગ્ય કામ કર્યાં તેથી વગોવાયો, પણ **વેલ્સલીનાં** કામ માર્મીક હતાં તેથી દેશીરાજ્ય આળસુ થયાં. બન્ને કુશળને વિચારવાન હતા. હેસ્ટીંગ્સે દેવું ફીટાડયું ને વેલ્સલીએ રાજ્યસત્તા વધારી તેથી વખણાયો.

## વંશાવળીઓ.

### મરેઠાની વંશાવળી.

ગાદી. મરણ. રાજ્ય.

શિવાજી-૧૬૬૪-૧૬૮૦-૧૬
સંભાજી-૧૬૮૦-૧૬૮૯-૯
રાજારામ-૧૬૮૯-૧૭૦૦-૧૧
શિવાજી (૨.)-૧૭૦૦-૧૭૦૮-૮
શાહુ-૧૭૦૮-૧૭૪૮-૪૦
રામરાજા-૧૭૪૮-૧૭૭૭-૨૯
શાહુ બીજો-૧૭૭૭-૧૮૧૮-૪૧
બાલાસાહેબ (પ્રતાપસિંહ-૧૮૧૮ ૧૮૪૦-૨૨
શાહજી (આપાસાહેબ-૧૮૪૦- ૧૮૪૮-૮

### પેશ્વાવંશ.

બાલાજી વિશ્વનાથ-૧૭૧૪-૧૭૨૦-૬
બાજીરાવબલ્લાલ-૧૭૨૦-૧૭૪૦-૨૦
બાલાજી (૨.)-૧૭૪૦-૧૭૬૧-૨૧
માધવરાવ-૧૭૬૧-૧૭૭૨-૧૧
નારણરાવ-૧૭૭૨-૧૭૭૩-૧
સવાઇમાધવરાવ-૧૭૭૪-૧૭૯૫-૨૧
બાજીરાવ(૨)-૧૭૯૫-૧૮૧૮-૨૩

### ગવર્નરો.

લોર્ડકલાઇવ-૧૭૫૮-૧૭૬૭-૯
હેરીવેરેલ્સ્ટ-૧૭૬૭-૧૭૬૯-૨
જૉનકાર્ટીમર-૧૭૬૯-૧૭૭૨-૩
વાર્નહેસ્ટીંગ્સ-૧૭૭૨-૧૭૭૪-૨

### ગવર્નરજનરલ.

વાર્નહેસ્ટીંગ્સ-૧૭૭૪-૧૭૮૫-૧૧
સરજાનમેકફર્સન-૧૭૮૫-૧૭૮૬-૧
લૉર્ડકાર્નવાલીસ-૧૭૮૬-૧૭૯૩-૭
સરજાનશોર-૧૭૯૩-૧૭૯૮-૫
લૉર્ડવેલ્સલી-૧૭૯૮-૧૮૦૫-૭

## લડાઇઓ.

| સ્થળ. | સાલ. | પરિણામ. |
|---|---|---|
| ડભોઇ. | ૧૭૩૪ | બાજીરાવ પેશ્વાએ ત્રીંબકરાવને માર્યો. |
| ભોપાળ. | ૧૭૩૬ | બાજીરાવે નિઝામને હરાવ્યો. |
| કર્નાલ. | ૧૭૩૮ | નાદીરશાહે મુગલોને હરાવ્યા. |
| અંબુર (૧) | ૧૭૪૧ | મરેઠાએ નવાબ દોસ્તઅલીને માર્યો. |
| મદ્રાસ. | ૧૭૪૬ | ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહિંદ. | ૧૭૪૭ | મુગલોએ અહમદદુરાનીને હરાવ્યો. |
| ત્રિચીનાપલ્લી. | ૧૭૫૦ | નાસીરજંગે મુજફરજંગને હરાવ્યો. |
| અંબુર (૨) | ૧૭૫૦ | ડુપ્લીએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| આર્કાટ. | ૧૭૫૧ | ક્લાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| આર્ની. | ૧૭૫૧ | ,, ,, ,, |
| કાવરેપાક. | ૧૭૫૧ | ,, ,, ,, |
| બાહુર. | ૧૭૫૨ | મેજરલારેન્સે ફ્રેંચોને હરાવ્યા. |
| પ્લાસી. | ૧૭૫૭ | ક્લાઇવે સુરાજઉદૌલાને હરાવ્યો. |
| ચીનસુરા. | ૧૭૫૯ | કર્નલફ્રોર્ડે વલંદાને હરાવ્યા. |
| વાંદેવાંશ. | ૧૭૬૦ | ઇ. કુટે ફ્રેંચ સરદાર લાલી તથા બુસીને હરાવ્યા. |
| ઉદ્દગીર | ૧૭૬૦ | મરેઠાએ મુસલાઇ ફોજને હરાવી. |
| પાણીપત (૧) | ૧૭૬૧ | અહમદ દુરાનીએ મરેઠાને હરાવ્યા. |
| પટણા (૧) | ૧૭૬૧ | મેજરકર્નાકે શાહ આલમને હરાવ્યા. |
| ઘેરીયા. | ૧૭૬૩ | ઇ. આદમસે મીરકાસમને હરાવ્યો. |
| ઉધાનાળા. | ૧૭૬૩ | ,, ,, ,, |
| પટણા. (૨) | ૧૭૬૪ | કર્નાકે મીર કાસમ, સુજાઉદ્દૌલા, શાહ આલમને હરાવ્યા. |

| | | |
|---|---|---|
| બક્સર. | ૧૭૬૪ | મનરોએ ઉપલા ત્રણેને હરાવ્યા. |
| કાલ્પી. | ૧૭૬૫ | કર્નાકે સુજાઉદ્દૌલા તથા મરેઠાને હરાવ્યા. |
| ચંગામ. | ૧૭૬૭ | કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. |
| ત્રીનોમાલી. | ૧૭૬૭ | ,, ,, ,, |
| અંબુર. (૩) | ૧૭૬૭ | ,, ,, ,, |
| ચેરકુલી. | ૧૭૭૨ | માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો. |
| પોલીનોર. (૧) | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. |
| ચીલાંબ્રમ. | ૧૭૮૧ | હૈદરે સર ઇ. કુટને હરાવ્યો. |
| પોર્ટોનોવો. | ૧૭૮૧ | સર ઇ. કુટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર.(૨) | ૧૭૮૧ | ,, ,, ,, |
| શોલીંગર. | ૧૭૮૧ | ,, ,, ,, |
| પનીઆની. | ૧૭૮૨ | મેજર એબીંગ્ટને ટીપુને હરાવ્યો. |
| શીમોગા. | ૧૭૯૧ | કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| અરીકેરા. | ૧૭૯૧ | ,, ,, ,, |
| કુર્દલા. | ૧૭૯૫ | મરેઠાએ નીજામને હરાવ્યા. |
| માલવેલી | ૧૭૯૯ | જનરલ હારીસે ટીપુને હરાવ્યા. |
| સદાશીર | ૧૭૯૯ | જનરલસ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| શ્રીરંગપટણ. | ૧૭૯૯ | જનરલ બેઅર્ડે ટીપુને હરાવ્યો. |

## સલાહો.

| સ્થળ | સાલ. | કોનીવચ્ચે. | ઠરાવ. |
|---|---|---|---|
| **મદ્રાસ.** | ૧૭૬૯ | હૈદર અને અંગ્રેજ વચ્ચે | બંનેએ એકબીજાનો લીધેલો મુલક પાછો આપવો ને પરસ્પર મદદ કરવી. |
| **સુરત.** | ૧૭૭૫ | રાઘોબાને મુંબાઇ સરકાર | રાઘોબાએ પુનાની |

| | | | |
|---|---|---|---|
| | | | ગાદી આપવી તે બદલે સાષ્ટી વીગેરે બેટ અંગ્રેજને મળે. |
| પુરંદર. | ૧૭૭૬ | અંગ્રેજને સવાઇ માધવરાવ—અંગ્રેજ | રાઘોબાનો પક્ષ કરે તો સાષ્ટી તથા વસાઇ બેટ આપવા. |
| વારગામ. | ૧૭૭૯ | ,, ,, | અંગ્રેજ સાષ્ટી લેવાની વાત છોડી દેતો સુખે જવા દેવા. તે પાળતાં લગી બે અંગ્રેજ અહીં રાખવા. |
| સાલબાઈ. | ૧૭૮૨ | મરેઠાને અંગ્રેજ | પુરંદરની સંધિ પછી લીધેલો મુલક મરેઠાને પાછો આપવો. |
| માંગલોર. | ૧૭૮૪ | ટીપુને અંગ્રેજ— | એક બીજાનું લીધેલું પાછું આપવું. |
| શ્રીરંગપટણ | ૧૭૯૨ | ,, | ટીપુએ અરધું રાજ અંગ્રેજ વગેરેને આપવું, ખર્ચના ત્રણ કરોડ રૂ. આપવા. અંગ્રેજ બંદીવાન છોડીમૂકવા સરત પાળતાંલગી ટીપુના બે પુત્ર અંગ્રેજ પાસે રહે. |
| હૈદ્રાબાદ. | ૧૭૯૮ | નિજામને અંગ્રેજ— | સિકંદરાબાદમાં નિજામના ખર્ચે અંગ્રેજી છાવણી રાખવી ને ફ્રેંચોને કાઢવા. |
| | ૧૮૦૧ | ,, | સિકંદરાબાદના સૈન્યના ખર્ચ બદલ બાલાઘાટ પ્રાંત અંગ્રેજને આપવો. |

## પ્રખ્યાત પુરૂષો.

**કલાઇવ—૧૭૪૪** માં હિંદમાં વેપારખાતામાં નોકર રહ્યો. ને નોકરી ન ગમવાથી લશ્કરીખાતામાં રહ્યો. યુક્તિથી આર્કાટ જીતવાથી

પંકાયો, **આર્નો ને કોવરેપાક** આગળ ૧૭૫૭ માં **રાજાસાહેબને** હરાવ્યો. **૧૭૫૨** માં પેલીવાર સ્વદેશ ગયો. ૧૭૫૫ માં **મદ્રાસનો** ગવર્નર થઈ આવ્યો. ૧૭૫૭ માં **પ્લાસીના** રણમાં **સુરાજઉદ્દૌ-લાને** હરાવી, અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. **૧૭૬૦** માં બીજીવાર સ્વદેશ ગયો, **૧૭૬૫** માં ત્રીજીવાર આવ્યો. બંગાળા, બહાર, ને ઓઢીઆની સનંદ મેળવી. લશ્કરી વગેરે ખાતામાં સુધારો કર્યો ને **૧૭૬૭** માં વિલાયત ગયો. ત્યાં તેનાપર, દુષ્મનોએ કામ ચલાવ્યું, તેમાં નિર્દોષ ઠર્યો પણ **૧૭૭૪** માં આપઘાત કરી મૂઓ. તે-શૂરો, હિંમતવાન, અને કપટી હતો.

**ડુપ્લી**—એ પોંદેચરીનો ફ્રેંચ ગવર્નર થયો. તેણે દેશીઓને લશ્કરી કવાયત શીખવી, તથા દેશી રાજાના કજીઆમાં પડી મૂલક મેળવ્યો. ૧૭૪૬ માં **મદ્રાસ** જીત્યું ૧૭૪૯ માં **અંબુરમાં** અન્વ-રૂદીનને માર્યો. નિઝામ તથા ચંદાસાહેબને **૧૭૪૨** માં ગાદી અપાવી. ફ્રેંચસત્તા સ્થાપનાર એ પુરૂષ હતો, **૧૭૫૪** માં ફ્રાન્સ ગયો, **૧૭૬૩** માં અપમાન પામી મૂઓ. તે ચતુર, હિંમતવાન ને દીર્ઘદ્રષ્ટીવાળો હતો.

**બુસી**—એ ડુપ્લીના તાબાનો ફ્રેંચ સેનાપતી હતો. **મુજફ્ફરજં-ગને** નિઝામની ૧૭૫૦ માં ગાદી અપાવી. મચ્છલીપટણ તથા ઉ-ત્તરસિરકાર મેળવ્યા. તેને ૧૭૬૦ માં **વાંદેવાંસની** લડાઇમાં કુટે પકડયો **ટીપુને** મદદ કરી હતી, તે બહાદુર શૂરો હતો.

**લાલી**—એ ૧૭૫૮ માં પોંદેચરીનો ગવર્નર થઇ આવ્યો. તુર્ત **ફોર્તસેંટદેવીડ** કિલ્લો જીતી ફુલાયો. લડાઈ માટે લડવા રૈયત પા-સેથી જુલમથી નાણું લીધું. ને **બુસીને** નિઝામના રાજ્યમાંથી બો-લાવી લીધો. તેથી ત્યાંથી ફ્રેંચસત્તા તૂટી ભાંગી. બંનેને ૧૭૬૦ માં **વાંદેવાંશ** આગળ **કુટે** હરાવ્યા. **એણે** ફ્રેંચસત્તા ખોઈ **૧૭૬૧** માં ફ્રેંચ સરકારે બોલાવી લીધો ને **૧૭૬૬** માં ફાંસી દીધી.

**ચંદાસાહેબ**—એ દોસ્તઅલીનો જમાઈ થાય. તેણે ફ્રેંચની મદદથી અન્વરૂદ્દીનની અર્કાટની ગાદી લીધી. ત્રીચીનાપલીમાં મહમદઅલીને ઘેર્યો, પણ કલાઇવની યુક્તિથી હાર્યો. તેને **૧૭૫૨** માં તંજાવરના રાજાએ માર્યો.

**અમીચંદ**—કલાઈવના કાવતરામાં સુરાજદૌલાનો વકીલ હતો તેમાં રૂ. **૩૦** લાખ મળવાનું ખત કરાવ્યું. પછી કંઈ ન મળવાથી ઘેલો થયો. તેને માથે ખોટો લેખ બનાવ્યાનો ગુનો ગણી ફાંસી દીધી. ૧૭૭૬.

**ચૈયતસિંહ**—એ કાશીનો રાજા હતો. તેની પાસે વાર્નહેસ્ટીંગ્સે ખંડણી કરતાં વધુ નાણાં માગ્યાં–તે ન આપ્યાં તેથી તેને કેદ કર્યો. પણ ૧૭૮૧ માં તેને રૈયતે છોડાવ્યો. ત્યાંથી નાશી જઈ ૧૮૧૦ માં **ગ્વાલીઅરમાં** મૂઓ.

**ટીપુ**—તે હૈદરનો પુત્ર **૧૭૮૨** માં ગાદીએ બેઠો. અંગ્રેજો તેને બાઘ કહેતા. **૧૭૮૪** માં **મેંગલુરની** સલાહ કરી. અંગ્રેજ સાથે ત્રીજા વિગ્રહમાં **શિમુગાને અરીકેરા** આગળ ૧૭૯૨ માં હાર્યો અને અર્ધું રાજ આપ્યું. પછી **સદાશીર, માલવેલી,** ને **શ્રીરંગપટ્ટણ** આગળ ૧૭૯૯ માં હાર્યો, અને રણમાં પડયો. તેનું રાજ અંગ્રેજે લીધું.

**સરઇ-કુટ**—એ અંગ્રેજી સરદાર **૧૭૫૯** માં હિંદમાં આવ્યો એણે હૈદરને **પોર્ટોનોવો, પોલીલોર, શોલિંગર** આગળ હરાવ્યો. તથા વાંદેવાંશમાં **લાલી બુસીને** હરાવ્યા. ૧૭૬૧ માં **પોંદેચરી** જીતી લીધું, ૧૭૮૩ માં **મદ્રાસમાં** ગત થયો.

**સુરાજઉદૌલા**—(એ બંગાળાનો નવાબ) **૧૭૫૬** માં કલકત્તામાં **૧૪૬** અંગ્રેજોને અંધારી કોટડીમાં ગુંગળાવી માર્યા. **પ્લાસીની**

લડાઈમાં **૧૭૫૭** માં **કલાઇવે** હરાવ્યો ત્યાંથી નાઠો. તેને મીરકાસીમના દીકરા **મીરાને** માર્યો. ૧૭૫૭.

**મીરજાફર**—(૧૭૫૬—૧૭૫૭) એ બંગાળાનો સુજાઉદ્દૌલાનો સેનાપતી હતો. તે ફુટીને અંગ્રેજને મળ્યો. **૧૭૫૭** અને નજરાણાં તથા ધન આપી ગાદી લીધી. પછી અંગ્રેજોને કાઢવા વલંદાની મદદ માગી. તેને કલાઇવે **૧૭૫૯** માં **ચીનસુરામાં** હરાવ્યો. ફોજનો પગાર તથા અંગ્રેજનું દેવું ન આપવાથી **૧૭૬૦** માં તેને ઉઠાડી **મીરકાસમને** ગાદી આપી. મીરકાસમ સામો થતાં ફરી **૧૭૬૩** માં **મીરજાફરને** ગાદી મળી. તે ૧૭૬૫ માં મૂઓ.

**મીરકાસમ**—(૧૭૫૭—૧૭૬૦) (એ મીરજાફરનો ભાઈ) અંગ્રેજોને ધન તથા પ્રાંત આપી **૧૭૬૦** માં ગાદી મેળવી. પટણાના સૂબા **રામનારાયણને** લૂટીને માર્યો. દાણ બાબત વાંધો પાડી હોડીઓ લૂટીને અંગ્રેજોની કતલ કરી. **ઘેરીયામાં ૧૭૬૩** માં હાર્યો. તેને અયોધ્યાના નવાબ તથા દિલ્લીના પાદશાહે મદદ કરી. પણ એ બધા હાર્યા. **મીરકાસમ** રખડીને **૧૭૮૦** માં મૂઓ. (૧૭૬૦–૧૭૬૩)

**નાનાફડનવીસ**—એ મરેઠાનો છેલ્લો રાજનીતિજ્ઞ પુરૂષ હતો. **રાઘોબાને** તુચ્છકારી, સવાઈમાધવરાવને તેણે ગાદી અપાવી. તે જીવ્યો ત્યાંસુધી મરેઠી રાજ્ય પરતંત્ર થવા ન પામ્યું એ **૧૮૦૦** માં મૂઓ.

**અહલ્યાબાઈ**—(તે મલ્હારજી હોલકરના પુત્રની સ્ત્રી) એણે રાજકારભાર સારો કર્યો. પ્રભાસનું હાલનું દેરૂં બંધાવ્યું એવાં ધર્મનાં કામ કરી પુજ્ય થઈ.



# ભૂગોળ વિદ્યા.

## પ્રકરણ ૧ લું.

## એશિયા ખંડ.

**સીમા—ઉત્તરે** ઉત્તર મહાસાગર, **પશ્ચિમે** યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પિઅન સમુદ્ર, કાકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરા સમુદ્ર, આર્કીપેલેગો, ભૂમધ્ય સમુદ્ર, સ્વેજની નહેરને લાલ સમુદ્ર, **દક્ષિણે** હિંદીમાહાસાગર ને **પૂર્વે** પાસિફિક મહાસાગરછે.

**દેશોનાં નામ.** **રાજધાની અને મુખ્ય શેહેરો.**

(૧) બલુચિસ્તાન—ખિલાત, ગંદાવા, દાદર, કવેટા, કેજ, સોનમીયાની.

(૨) અફગાનિસ્તાન—કાબૂલ, ગિજની, કંદહાર, હેરાત, જલાલાબાદ, બાલ્ક.

(૩) ઇરાન—તેહેરાન, ઇસ્પહાન, શિરાજ, તબ્રિજ, યજદ, અસ્તરાબાદ, મશદ, બુશીર.

(૪) અરબસ્તાન—મક્કા, મદિના, મોખા, મસ્કત, જેડા અને એડન (અંગ્રેજનું)

(૫) એશિઆઇ તુર્કસ્તાન—એના ૪ચાર ભાગછે. (૧) એ **એશિઆ મૈનર**—એમાં (સ્મર્ના, સંગોરા) (૨) **સિરિઆ**—(દમાસ્કસ, અલેપ્પો, જેરૂસલમ, ઐકર) (૩) **અલજીરા, કુર્દીસ્તાન**—(બગદાદ, બસ્રા, બાબિલન, દિયર બકર, વાન, મોસલ) (૪) **આર્મિનિયા**—(અર્જરૂમ, ત્રેબીઝાંડ.)

(૬) **તાર્તરી**—એના ૪ ચાર ભાગ છે.

(૧) **પૂર્વ તાર્તરી**—(કાસ્ગર, યારકંડ ખોતાન.)

(૨) **પશ્ચિમ તાર્તરી**—(બોખારા, ખીવા, ખોકંદ.)
(૩) **ચિનાઈ તાર્તરી**—(માંગોલિયા, માનચુરીયા)
(૪) **રૂશીઆઈ તાર્તરી**—(સમરકંદ, તાસ્કંદ, ખોજંદ, મર્વ.)

(૭) **રૂશીઆઈ એશિયા**—તિફ્લીસ, એરિવાન, બાતુમ, તોબોલસ્ક, ઓમસ્ક, તોમસ્ક, ઇર્કુતસ્ક, કયાકતા, ઓખોતસ્ક, પેત્રોપોલસ્ક.

(૮) **જાપાન**—યદ્દો, નાગાસાકી બંદર, મિઆકો.

(૯) **ચિનાઇ રાજ્ય**—એના ત્રણ ભાગ છે. (૧) શુદ્ધચિન, (૨) ચીનાઈ તાર્તરી. (૩) ટિબેટ.

**अ શુદ્ધચીન**—(પેકીન, નાનકીન, શાંગહાય, કંતાન, આમોય, ફુચુ, નીગંપો.)

**ब ચીનાઇ તાર્તરી**—(૧) (માંગોલીઆમાં–માયચીન, ઉરગા (૨) માનચુરીઆમાં—કીરીનુલા, મોખડન, (૩) કોરીયામાં—કીંકીતાઓ.)

**क ટિબેટ**—લ્હાસા, લાડક.

(૧૦) **હિંદીચોન**—એના ચાર ભાગ છે. (૧) બ્રહ્મદેશ (૨) સિયામ (૩) મલાયા. (૪) કોચીનચીન.

**अ બ્રહ્મદેશ**—(અંગ્રેજનો ખાલસા) (ગાંદલેજ, આવા, અમરપુર, માકસોબા, આરાકાન, પ્રોમ, પેગુ, રંગુન, મુલમૈન, કેશો, બે બંદર છે.

**ब શિયામ**—(બાંકોક—**મિનામ** નદીને કાંઠે છે પુથીઆ.

**क મલાયા**—(મલાકા, સિંગાપુર, પિનાંગ.

**ड કોચીનચીન**—(સાયજોન, હ્યુ.)

(૧૧) **સિંહલદ્વીપ કે લંકા**—કાંડી, કોલંબો, પોઈંટદીગાલ, ત્રીકોમાલી, પોઈંટપેદ્રો એ ચાર બંદર છે.
(૧૨) **ભરતખંડ (હિંદ)**—કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, દિલ્લી, આગ્રા, અલાહબાદ, લખનૌ, કાશી, હૈદ્રાબાદ, પુના, સુરત, અમદાવાદ, લાહોર, અજમેર, જેપુર, ઉદેપુર, ઉજ્જૈન, કરાંચી, ભૂજ, ગોવા, પોંદેચરી, મચ્છલીપટણ, પટણા, મુલતાન, મહિસુર વગેરે.

## એશિઆના મુખ્ય સમુદ્રો.

(૧) **રાતો**—અર્બસ્તાનને આફ્રિકા વચ્ચે.
(૨) **આરબી**—હિંદુસ્તાન અને અરબસ્તાન વચ્ચે.
(૩) **ચીનાઇસમુદ્ર**—ચીનની દક્ષિણે.
(૪) **પીળોસમુદ્ર**—ચીનને કોરીઆ વચ્ચે.
(૫) **જાપાનીસમુદ્ર**—જાપાન ને ચીનાઈ તાર્તરી વચ્ચે.
(૬) **ઓખોટસ્ક**--સૈબીરિયા ને કામસ્ચાટકા વચ્ચે.
(૭) **કામસ્ચાટકાનો સ૦**—કામસ્ચાટકા ને અમેરિકા વચ્ચે.
(૮) **માર્મોરા** (૯) **આર્કીપેલેગો** (૧૦) **કાળોસમુદ્ર**.

## મુખ્ય અખાત, તથા ઉપસાગર.

ઇરાની અખાત, ઓમાનનો અખાત, કચ્છનો, ખંભાતનો, મનારનો, બંગાળાનો, ઉપસાગર, માર્તાબાનનો, સિયામનો, ટોનકીનનો, પેચીલીનો, તાર્તરીનો, અનાદીરનો, ઓખીનો અખાત ઉતર મહાસાગરમાં છે.

## સામુદ્રધુની.

(૧) **બાબલમાંડબની**—લાલસમુદ્ર ને આરબી સમુદ્ર વચ્ચે છે.

(૨) ઓર્મઝની—ઈરાનના અખાતને ઓમાનના અખાત વચ્ચે.
(૩) પાકની—હિંદુસ્તાન અને લંકા વચ્ચે છે.
(૪) મલાકાની—મલાયાને સુમાત્રા વચ્ચે.
(૫) ફાર્મોઝાની—ચીન અને ફાર્મોઝા વચ્ચે.
(૬) કોરીઆની—કોરીઆ અને જાપાન વચ્ચે.
(૭) બેહેરીંગની—સૈબીરિઆ અને અમેરિકા વચ્ચે.

## મુખ્ય બેટ.

(૧) **ઉત્તર** મહાસાગરમાં લીયાકોવ. (૨) **પાસિફિકમાં**-કયુરલ ટાપુઓ, આલુશિયાન. (૩) **જાપાનના** (નિફોન, યસો, સીકોક, કીસ્યુ) સઘેલિઅન. લુચ્યુ. (૪) **ચીનની** દક્ષિણે-હેનાન, ફાર્મોસા, મકાઉ, હાંગકાંગ. (૫) **મલાકાની** સામુદ્રધુનીમાં—પીનાંગ, સીંગાપુર, વેલેસ્લી. (૬) **બંગાળી** ઉપસાગરમાં—આંદેમાન, નીકોબાર. મરગ્વી. (૭) **હિંદિમહાસાગરમાં**—લંકા, લક્ષદ્વીપ, માલદ્વીપ, દીવ. (૮) **અરબી**સમુદ્રમાં—સોકોટ્રા, પીરમ. (૯) **ઇરાની** અખાતમાં-બાહારીન, કરક, કેશ્મ, ઓર્મજ (૧૦) **ભૂમધ્યમાં**—સૈપ્રસ, રોડસ, સામોસ.

## મુખ્ય સંયોગી ભૂમી.

(૧) **ક્રાની** મલાયા ને સિયામને સાંધેછે. (૨) **સ્વેજની**—અરબસ્તાનને આફ્રિકા વચ્ચે ખોદી નેહેર બનાવી છે.

## મુખ્ય દ્વીપકલ્પ.

એશિઆ મૈનર, અરબસ્તાન, હિંદુસ્તાન, કાઠિયાવાડ, મલાયા, કોરીઆ, કામસ્ચાટકા.

## મુખ્ય ભુશીરો.

**સેવરો**-(ઇશાન) સૈબીરિઆની ઉત્તરે. (૨) **પૂર્વકેપ**-બેહેરીંગની સામુદ્ર-

ધુની પાસે. (૩) **લોપાટકા**—કામસ્ચાટકાની દક્ષિણે. (૪) **કાંબોડીઆ**—કોચીન ચીનની દક્ષિણે. (૫) **નીગ્રેસ**—પેગુની દક્ષિણે. (૬) **રોમાનીઆ**—મલાયાની દક્ષિણે. (૭) **પોઇંટદિગાલ**—લંકાની દક્ષિણે. (૮) **કન્યાકુમારી**—હિંદુસ્તાનની દક્ષિણે. (૯) **રાસઅલહદ**—અરબસ્તાનની પૂર્વે. (૧૦) **બાબા**—એશિઆ માઇનરની પશ્ચિમે.

## મુખ્ય પર્વત.

(૧) **હિંદુસ્તાનમાં** હિમાલય, શિવાલિક, સાતપુડો, વિંધ્યાચળ, નીલગીરી, સહ્યાદ્રી. (૨) **અફગાનિસ્તાનમાં**—સુલેમાન, હિંદુકુશ. (૩) **અરબસ્તાનમાં**—સીનાઇ. (૪) **તુર્કમાં**—લીબનાન, તારસ, એરેરાન. (૫) **તાતરીમાં**—બેલુરતાગ, થીઆનશાન. (૬) **ટીબેટમાં**—કારાકોરમ, કુવેનલુન, કૈલાસ. (૭) **ઈરાનમાં**—અલબુર્જ, દીમાવંદ. (૮) **ચીનમાં**—યુનલીંગ. (૯) **રૂશિયામાં**—અલ્તાઇ, યુરલ, કાકેસસ.

## મુખ્ય નદીઓ.

**ઉત્તર મહાસાગરને** મળનારી—ઓબી, યેનેસી, લીના.
**તાર્તરીના અખાતને**—આમુર. (એ ચાર રૂશિયામાં છે.)
**પાસિફિકને**—પેઇહો, હોયાંગહો, યાંગસિકયાંગ, કંતાન. એ ચાર (ચીનાઈ રાજ્યમાં છે.)
**સિયામના અખાતને**—મેકયાંગ (કોચીનચીનમાં) મિનામ (સિયામમાં)
**માર્ટાબાનના અખાતને**—ઇરાવતી (બ્રહ્મદેશમાં)
**બંગાળાના ઉપસાગરને**—બ્રહ્મપુત્રા, મહા, ગંગા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી.
**અરબીસમુદ્રને**—સિંધુ, નર્મદા, તાપી, ભાદર.
**ઈરાની અખાતમાં**—યુફ્રેતીસ, તીગ્રીસ.

**એરલ સરોવરને**—આમુ, સિહુન. (તાર્તરીમાં) તે સિવાય-યુરલ, જોર્ડન, સતલજ, જમના, મહી, ચંબલ, શોન, વગેરે.

## મુખ્ય બંદર.

**કાસ્પીઅન સમુદ્ર ઉપર**—અસ્ત્રાબાદ, બાળ, કુશ, બાકુ.

**કાળાસમુદ્ર ઉપર**—બાતુમ, બીઝોડ, સિનોપ,

**ભૂમધ્ય ઉપર**—સ્મર્ના, લાટાકીયા, ત્રિપોલી, એકર. (તુર્કીમાં છે)

**લાલસમુદ્રમાં**—જીદ્દા, મોખા.

**અરબી સમુદ્ર ઉપર**—એડન, મસ્કત, સોનીમાયા, કરાંચી, માંડવી, પોરબંદર, દીવ, જાફરાબાદ, મુંબાઈ, કારવાડ.

**ઈરાની અખાતમાં**—બસરા, બુશાયર.

**હિંદીમહાસાગર ઉપર**—માંગલુર, કાનાનુર, કોચીન, તુતુકુંડી, કોલંબો, ત્રીકોમાલી.

**બંગાળી ઉપસાગરમાં**—મદ્રાસ, મચ્છલીપટણ, ગંજામ, મતલા, રંગુન.

**ચીનાઇ સમુદ્ર ઉપર**—હુવે, સાયગોન, કંતાન.

**પાસિફિકને કિનારે**—નાનકીન, શાંગહાય, પેકીન, નાગાસાકી, યદ્દો.

## મુખ્ય સરોવર.

**તાર્તરીમાં**—કારપીઅન, એરલ, બલકાસ.

**રૂશિયામાં**—બેકલ.

**ટિબેટમાં**—ટેગ્રીનો, પાલટી, રાવણહૃદ, માન.

**અફગાનિસ્તાનમાં**—ઝરા, હામન.

**ઇરાનમાં**—ઉરૂમીયા, બકતેગાન.

**તુર્કસ્તાનમાં**—વાન, મૃત્યુ.

**હિંદુસ્તાનમાં**—ચિલકા, કોલર, સાંબર, મંચર વુલર, ઢેબર (એ બે મીઠાં છે.)

### મુખ્ય રણ.

અરબસ્તાનનું, ઈરાનનું, ગોબીનું કચ્છનું, થરપારકરનું.

### મુખ્ય નિકાસ.

**બલુચિસ્તાનમાં**—ચામડાં, ઊન.

**અફગાનિસ્તાનમાં**—ઘોડાં, મેવો.

**ઈરાનમાં**—મોતી, કૂતરા, ગાલીચા, તલવાર, નખનેલ.

**અરબસ્તાનમાં**—ઘોડા, ગુંદ, ખજૂર.

**તુર્કસ્તાનમાં**—હલ્લબી કાચ, અંગોરાની ધાબળીઓ, બસરઈ અત્તર, વાદળી, પરવાળાં.

**રૂશિયા**—ઘાસતેલ, સોનું, રૂપું, કોયલા.

**જાપાનમાં**—રેશમ, ચા, રોગાનનું હુન્નરી કામ.

**ચીનમાં**—માટીનાં વાસણ, ખાંડ, ચા, રેશમ, કાગળ, હોકાયંત્ર, ફટાકા, દારૂ.

**શિઆમ, બ્રહ્મદેશમાં**—રત્ન.

**સિલોનમાં**—દાંત, મોતી, તજાનો, ચા, સિંદુર હાથી વખણાય છે.

**હિંદુસ્તાનમાં**—હીરા, રૂ, ગળી, અફીણ, ખાંડ, ઘઉં, ચોખા, શાલ, વગેરે.

---

### અંગ્રેજના તાબાના દેશો.

બ્રિટિશ હિંદુસ્તાન, સિલોન, બ્રહ્મદેશ, મલાકા, સિંગાપુર, હોંગકોંગ, એડન, પીરમ, સોકોત્રા, સૈપ્રસ–અને બોર્નીયોમાં બાબુઆન.

### રાજ્ય કર્તા.

તુર્કસ્તાનમાં—સુલતાન. ઇરાનનો શાહ. અફગાનિસ્તાનનો–અમીર. ખીલાતનો–ખાન. સિયામનો રાજા–હિંદમાં મહારાણી કૈસરેહિંદ તથા રાજાઓ. ચીનનો–શેહેનશાહ. બુખારાનો–અમીર. રૂશિયાનો, ઝાર કહેવાય છે.

## નદીઓ ઉપરનાં શહેરો.

યુફ્રેતીસ—એરેરાતમાંથી નીકળી ઇરાની અખાતને મળે છે તેપર દીયરબકર, હીલ્લા, બસ્રા.

તેગ્રીસ—એરેરાતમાંથી નીકળી કોરના આગળ યુફ્રેતીસને મળે છે તેનાપર–બગદાદ, મોસલ.

હેલમન—હિંદુકુશમાંથી નીકળી જરા સરોવરને મળે છે તેનાપર દુશક.

મૈનામ—બ્રહ્મી ડુંગરમાંથી નીકળી સિયામના અખાતને મળે છે તેનાપર–બાંકોક, શિયામ.

કેંબોજા—કુવેનલુનમાંથી નીકળી ચીનાઈ સમુદ્રને મળે છે તેનાપર લાનચાન, કંબોજ, સાયગ્નોન.

યાંગસીક્યાંગ ,, પીળા સમુદ્રને મળે છે તેનાપર–નાનકીન. વુચાંગ.

હોયાંગહો ,, ,, તેનાપર કૈંફોંગ, સિન્નાન, તાંચાઉ

કંતાન ,, ,, તેનાપર કંતાન.

આમુર (સઘેલીઅન) આલ્તાઇમાંથી નીકળી ઓકોતસ્ક સ૦ મળેછે તેનાપર–સઘેલીઅન, ઉલ્લા.

ઓબી— ,, ઉત્તર મહાસાગરને મળેછે તેનાપર તોબોલસ્ક, તોમસ્ક.

યેનેસી— ,, ,, તેનાપર યેનીસ્તક.

લીના— ,, ,, તેનાપર યર્કુતસ્ક.

આમુ–(ઓક્ષસ) હિંદુકુશમાંથી નીકળી એરલ સરોવરને મળેછે તેનાપર–ઉર્ગંજ, ખીવા, બોખારા.

સિહુન (સિર્દર્યા) થ્યાન શાનમાંથી નીકળી ,, તેનાપર ખોકન, ખોજંદ.

*તે સિવાય. જોર્ડન (જેરૂસલમ) કીજલ અર્માક (સીવાસ) ગં-ગા (ખીલાત) સતલજ (ભાવલપુર) ચીનાબ (મુલતાન) રાવી (લાહોર) ઝેલમ (કાશ્મીર) લૂણી (જોધપુર) મહી (ખંભાત) નર્મદા (ભરૂચ) તાપી (સુરત) સાબરમતી (અમદાવાદ) પનાર (બેંગલોર) ગોમતી (લખનૌ) જમના (દિલ્લી, આગ્રા) હુગલી (કલકત્તા) પેઇહો (પેકીન) યાર્કંદ (યાર્કંદ) કાસ્ગર (કાસ્ગર.)

## પ્રકરણ ૨ જું.

### યૂરોપ ખંડ.

**સીમા**—ઉત્તરે ઉત્તરમહાસાગર, પશ્ચિમે આટલાંટિક મહાસાગર, દક્ષિણે—જીબ્રાલ્ટરની સામુદ્રધુની, ભૂમધ્ય સમુદ્ર. આડ્રિઆટિક સ૦ આર્કિપેલેગો સ૦ માર્મોરા સ૦, કાળો સ૦, ને કાકેસસ પર્વત, પૂર્વે કાસ્પીઅન સમુદ્ર, યુરલ નદી, યૂરલ પર્વત.

**દેશનાં નામ. રાજધાની તથા મોટાં શહેર.**

(૧) **ઇંગ્લાંડ**—લંડન—ટેમ્સનદીપર છે—લિવર્પુલ, માન્ચેસ્ટર, લીઝ, ન્યુકેસ્ટલ, બર્મીંગહામ, શેફીલ્ડ, નોટીંગહામ, બ્રીસ્ટલ, હલ, ઓકસફર્ડ, કેંબ્રીજ, કેન્ટર્બરી, યોર્ક, પોર્ટસ્મથ, પ્લીમથ, સૌધામ્પટન,
**વેલ્સ**—કાર્ડીફ, સ્વાનસી, મિલફર્ડહેવન, કાર્માર્થન, કાર્નાર્વન.

(૨) **સ્કાટલાંડ—એડીનબરો**—ગ્લાસગો, ગ્રીનાક, લીથા, ડંડીઝ, ફાલ-કર્ક, સ્ટર્લીંગ, આર્બર્ડિન.

(૩) **આયર્લાંડ**—ડબ્લીન—લીફીનદી ઉપરછે—કવીન્સટૌન, લિમરિક, લંડનડ્રી, બેલફાસ્ટ, કીંગ્સટૌન, કાર્ક.

(૪) **ફ્રાન્સ—પારિસ**—સિનનદી ઉપર છે—લૈઓન્સ, રૂએન, ટુલુસ,

* નદીઓ ઉપરનાં શેહેરો કૌંસમાં બતાવ્યા છે.

નેન્ટસ, બોર્ડો, માર્સેલ્સ, તુલોન, કાલે.

(૫) **સ્પેન—માંડ્રીડ**-માંઝનારીઝ ઉપર છે-સાલામાંકા, સારાગોસા, બાર્સીલોના, વાલેન્શીઆ કેડીઝ, જીબ્રાલ્ટર, સેવિલ, ગ્રાનેડા, કાર્ટેજીના, ટોલીડો, કારૂના.

(૬) **પોર્તુગાલ—લીસ્બોન** ટેગસ નદી ઉપર છે-ઓપોર્ટો, કોઇમ્બ્રા.

(૭) **બેલજીયમ—બ્રસેલ્સ**-સેન નદી ઉપર છે-ઘેંટ, લીએજ, આંટવર્પ, ઓસ્ટેન્ડ.

(૮) હોલાંડ (નેધર્લાંડ)—**આમ્સટર્ડામ**-વાઇન નદીપર છે. રોટર્ડામ, હેગ, લેડન, યુટ્રેક્ટ, ગ્રોનીગન.

(૯) **જર્મની—બર્લીન**—(પ્રુશીઆની રાજધાની) સ્પ્રી નદીપર છે. બ્રેસ્લો, ફ્રાંકફોર્ટ, લેટીન. (એ ત્રણ **ઓડર** નદીપર છે.) ડ્રેસડન-(સાકસનીમાં) **મ્યુનિચ** (બાવેરીયામાં) **સ્ટટગાર્ડ**-(વર્ટેંબર્ગમાં) લ્યુબેગ, હામબર્ગ, ફ્રાંકફોર્ડ, બ્રેમેન (એ ચાર સ્વતંત્ર શેહેર છે) ડાન્ટઝિક, કોનિગ્સબર્ગ, બાલ, સ્ટ્રાસબર્ગ માગડીબર્ગ, કોલોન, મેટ્ઝ, હાલ, ગોટિંગન, કિલ.

(૧૦) **ડેનમાર્ક—કોપેનહેગન**, એલસીનોર, રૈકાવિક (એસલાંડમાં.)

(૧૧) **સ્વીડન—સ્ટોકહોમ**-મિલર સરોવર ઉપર છે. કાર્લસ્કોના ગોટનબર્ગ, અપ્સલા.

(૧૨) **નોર્વે**—ક્રિસ્તિયાના, બર્ગિન, હામર્ફેસ્ટ.

(૧૩) **યુરોપી રૂશિઆ—સેંટપીટર્સબર્ગ**-નીવા નદી ઉપર છે-મોસ્કો, રૈગા, આસ્ત્રાખાન, સેબાસ્ટોપલ ઓડેસા, ખર્સન, તુલા, વાર્સા, (પોલાંડની રાજધાની) આર્ખેંજલ, ક્રાકો.

(૧૪) **આસ્ત્રિઆ, (હુંગરી)—વિએના** ડાન્યુબ નદી ઉપર છે-

પ્રેસબર્ગ, બ્યુડા, પેસ્થ, ડેબ્રેકઝીન, પ્રેગ, ઇન્સબ્રક, ત્રીએસ્ત.

(૧૫) **સ્વિતઝર્લાંડ—બર્ન**–આર નદી ઉપરછે–જીનીવા, બાસ્લ, ઝુરિચ.

(૧૬) **ઇટાલી—રોમ**–ટૈબર નદી ઉપરછે–ટયુરીન, ફ્લોરેન્સ, લેગહોર્ન, પાર્મા, પાલર્મો, મેસીના, બોલોના, પાડુઆ, સાનમેરીનો, વેનીસ, જીનોઆ, નેપલ્સ, બ્રિંડીશી.

(૧૭) **યુરોપી તુર્કસ્તાન—કોન્સ્ટાન્ટિનોપલ**, આડ્રીઆનોપલ, ગાલીપોલી, સોફ્રાયા, શુમલા, નાર્ના, રસ્તવક, (રોમાનીઆની રાજધાની) બેલગ્રે (સરવીયામાં) કેટારો (મોન્ટીનિગ્રોમાં.)

(૧૮) **ગ્રીસ—આથેન્સ**, સ્પાર્ટા, કોરિંથ, પત્રાસ, નોપલીઆ.

સમુદ્ર.

(૧) **શ્વેત** સમુદ્ર–રૂશિઆની [illegible] (૨) **બાલટીકસ૦**–સ્વીડન, જર્મની અને રૂશીઆની વચ્ચે [illegible] કે **જર્મનસ૦** ઈંગ્લાંડ, જર્મની, હોલાંડ, [illegible]માર્કને નોર્વે [illegible] (૪) **ભૂમધ્યસ૦** યુરોપને આફ્રિકાની વચ્ચે છે. (૫) [illegible]સ૦ ઈટાલીને તુર્કસ્તાન વચ્ચે છે. (૬) આર્કિપેલેગો ([illegible]) [illegible] એશિઆ મૈનર વચ્ચેછે. (૭) **મામોરાસ૦** [illegible] વચ્ચે છે. (૮) **કાળોસ૦** રૂશિઆને તુર્કસ્તાન વચ્ચેછે [illegible]સ૦ રૂશિઆની દક્ષિણે છે. (૧૦) **આઈરીશસ૦**–ઈં[illegible]આયર્લાંડ વચ્ચે છે. **ઈંગ્લીશચેનલ ઇંગ્લાંડ ને ફ્રાંસ** [illegible]

* [illegible]

**શ્વેતસમુદ્રમાં**—આર્ખેંજલ, [illegible]

* દરેક અખાત કયા [illegible] નકશાપરથી જોવું.

**બાલ્ટીકમાં**—બોથનીયા, ફીનલાંડ, રૈગા, ડાન્ટઝીક.
**ભૂમધ્યમાં**—લૈઓન્સ, જીનોઆનો, ટારેન્ટોનો, વેનિસનો, લેપેન્ટોનો, સાલોનીકીનો.
**કાળાસમુદ્રમાં**—ઓડીસાનો, પેરીકાપનો.
**આટલાંટિકમાં**—બિસ્કેનો ઉપસાગર, ગાલવેનો, ડોનીગાલનો, કલેડનો અખાત.
**જર્મન સમુદ્રમાં**—લીમ્ફ્રોર્ડનો, વાશ, ટેર્બે, ફોર્થ, ટ મોરે.

## સામુદ્રધુની.

(૧) **વૈગાટસની**—રૂશિઆ અને નોવાઝેમ્લા વચ્ચે છે-(૨) **સૌંડ, ૩ ગ્રેટબેલ્ટ**, (૪) **લિટનબેલ્ટ**, (૫) **સ્કેગેરેક**. એ પાંચ બાલ્ટિક ને જર્મન સમુદ્ર જોડે છે-(૬) **કેટીગેટ** (૭) **ડોવરની સા૦** જર્મની અને ઈંગ્લીશ ચેનલને જોડે છે. (૮) **જીબ્રાલ્ટરની** સા૦ ભૂમધ્ય સ૦ તથા આટલાંટિક મ૦ જોડે છે-(૯) **બોનીફેશીઓ** કાર્સીકા ને સાર્ડીનીયા વચ્ચે છે-(૧૦) **મેસિનાની**-ઇટાલીને સિસિલીની વચ્ચે છે. (૧૧) **ઓત્રાંતોની** સા૦ ઇટાલીને તુર્કસ્તાન વચ્ચે છે. (૧૨) **બાસફરસની** સા૦ માર્મોરા સ૦ ને કાળા સમુદ્ર વચ્ચે છે. (૧૩) **ડાર્ડેનલ્સની** સા૦ આર્કીપેલેગો ને માર્મોરાને જોડે છે. (૧૪) **કર્ટક** કફેની કેલની સા૦ કાળા સ૦ ને ઓઝાફના સમુદ્રને સાંધે છે.

## * મુખ્ય દ્વિપો.

**ઉતર મહાસાગરમાં**—નોવાઝેમ્બલા, સ્પીટસ્બર્ગન, લોફોડન.

* (દરેક બેટ કોને તાબે છે એ નકશામાં આપેલા બેટની જગ્યા અને રંગ ઉપરથી શીખવવું.)

**આટલાંટિક મહાસાગરમાં**—ઐસલાંડ, ફેરો, શેટલાંડ, આર્કની, ગ્રેટબ્રિટન, આયર્લાંડ, હેબ્રીડીઝ, આઝોર્સ,

**બાલ્ટીકમાં**—ઝીલાંડ, ફ્યુનેન, લેલેંડ, રૂગન, ઓલાંડ, ગોથલાંડ, યુસલ,

**ભૂમદય સમુદ્રમાં**—બલીઆરિક (મંજાર્કા, મિનાર્કા, ઇવિઝા, ફોર્મેં- ટરા) એ સિવાય-હીરીઝ, આશેન્ટ, કોર્સીકા, સાર્ડિનિઆ, સિસિલી, માલ્ટા, ગોઝો, ઐયો નિયન, કેન્ડીયા, સૈપ્રસ, રોકસ.

**આર્કિપેલેગોમાં**—નીગ્રોપોંન્ટ, સૈકલેડીસ, લેમનસ વગેરે.

## મુખ્ય દ્વિપકલ્પ.

(૧) **સ્કેન્ડીનેવીઆ.** (નોર્વે ને સ્વીડન મળીને.) (૨) **જતલાંડ** (ડે- ન્માર્કમાં (૩) **પેનીસ્યુલા** (સ્પેન ને પોર્તુગાલને કહે છે) **ઈટાલી** (૫) મોરીયા-(ગ્રીસની દક્ષિણે (૬) **ક્રીમીયા**-રૂશીઆની દક્ષિણે.

## સંયોગી ભૂમીઓ.

(૧) કોરિંથની-ગ્રીસને મોરિયા વચ્ચે (૨) **પેરીકાપની**-ક્રિમિયા અને રૂશિઆને સાંધે છે.

## મુખ્ય ભૂશિરો.

(૧) **ઇંગ્લાંડમાં**—લેંડસએન્ડ, સ્પર્નહેડ, ફ્લાંબરો, બીચીહેડ, હોલીહેડ.

(૨) **સ્કાટલાંડમાં**—દનેટહેડ, રાથ, ગાલોવેનોમલ.

(૩) **આયર્લાંડમાં**—કલીઅડ, માલીનહેડ, ફેરહેડ.

(૪) **ફ્રાન્સમાં**—લાહોગ, બાર્ફ્લુર.

(૫) **સ્પેનમાં**—ઓર્ટીગલફીનીસ્ટર, ક્રુઝ, ટ્રફાલગર, ટરીફા.

(૬) **પોર્ટુગાલમાં**—સેંટવિન્સેંટ, રોકા, (૭) **કાર્સો**—કાર્સીકામાં.

(૮) **પાસારો**—(સીસીલીની દક્ષિણે (૯) **સ્પાર્ટીવિન્ટો**—(ઈટાલીની દક્ષિણે. (૧૦) **માટાપાન**—(ગ્રીસની દક્ષિણે.

(૧૧) નોર્ડકીન—નોર્વેની ઉત્તરે. (૧૨) નેઝ (નોર્વેની દક્ષિણે (૧૩) સ્કા—ડેન્માર્કની ઉત્તરે છે.

## મુખ્ય પર્વતો.

(૧) આલ્પસ—ઇટાલી, સ્વીતઝર્લાંડ, જર્મનીને ફ્રાંસ વચ્ચે (૨) પીરિનીઝ—ફ્રાંસને સ્પેન વચ્ચે છે. (૩) એપીનાઈન—ઇટાલીમાં (૪) કાર્પેથિઅન—આસ્ટ્રિઆમાં (૫) બાલકન—તુર્કમાં. (૬) યુરલબંને રૂશિઆમાં. (૭) કોલન—સ્વીડનને નોર્વે વચ્ચે. (૮) ડોફ્રફીલ્ડ—નોર્વેમાં (૯) ચીવીયટ, સ્કીડો, સ્કાફેલ, સ્નોડન, (એ ચાર ઇંગ્લાંડમાં છે. (૧૦) બેનનેવિસ. (સ્કોટલાંડમાં. (૧૧) વીકલો, મોર્ન એ આયર્લાંડમાં છે.

## જ્વાળામુખી પહાડ.

(૧) એટના—સિસિલીમાં. (૨) હેકલા—ઐસલાંડમાં. (૩) વિસુવિયસ—ઇટાલીમાં છે.

## મુખ્ય સરોવરો.

**ઇંગ્લાંડમાં**—ડરવેન્ટ વોટર, અલ્સ વોટર, વિંડર મીર.

**સ્કાટલાંડમાં**—લીન, મારી. નેસ, આવી, ટે, લોમાન્ડ.

**આયર્લાંડમાં**—નીઆ, અન, મારક, કોરીબ, ડગ, રી, કિલાર્ની.

**સ્વીડનમાં**—વેનર, વેટર, મિલર.

**રૂશિયામાં**—લાડોગા, ઓનિગા, ઇલ્મેન.

**આસ્ટ્રિઆમાં**—બાલેટન્સી, ન્યુસીડલરસી.

**સ્વિતઝર્લાંડમાં**—કોન્સ્ટન્સ, જીનીવા, ઝુરીચા.

**ઈટાલીમાં**—માજીઓરી, કોમો, ગાર્ડા.

## બંદર.

આર્ખેંજલ, બર્ગન, ગોટન બર્ગ, સ્ટાક હોમ, સેંટપીટર્સ બર્ગ, રૈ-

ગા, કોનીગ્સબર્ગ, ડેન્ટઝીક, સ્ટેટીન, હેગ, આલ્ટોના હામ્બર્ગ, આમ્સટર્ડામ, રોટર્ડામ, આંટવર્પ, ઓસ્ટેન્ડ, ડોવર, એડીનબરો, આબર્ડીન, લિવરપુલ, બ્રિસ્ટલ, હલ, લીમરિક, ગાલવે, ડબ્લીન, સૌધામ્પટન, પોર્ટસ્મથ, પ્લીમથ, શરબર્ગ, બ્રેસ્ટ, નાંટસ, બોર્ડો, ઓપોર્ટો, લીસ્બોન, કેડીઝ, જીબ્રાલ્ટર, વાલેનશીયા, બાર્સીલોના, માર્સેલ્સ, તુલોન, જીનોઆ, લેગહોર્ન, નેપલ્સ, બ્રીન્ડીસી, વેનીસ, ટ્રીએસ્ટ, નોપલીયા, ઓડેસા, આસ્ત્રાખાન વિગેરે.

## નૌકાસ્થળ.

**ઇંગ્લાંડમાં**—પોર્ટસ્મથ, પ્લીમથ, મીલફોર્ડહેવન.
**ફ્રાન્સમાં**—શર્બર્ગ, બ્રેસ્ટ.
**સ્પેનમાં**—કેડીજ, કાર્થેજીના, માલાગા.
**જર્મનીમાં**—કીલ. **સ્વીડનમાં**—કાલસક્રોના.
**રૂશિઆમાં**—કાન્સ્ટાટ, સેબાસ્ટોલ, ખર્સન.

## શેહેરોની પ્રખ્યાતી ચીજો.

લંડન—દુનિઆમાં સૌથી મોટું શેહેર છે.
માન્ચેસ્ટર—કાપડ.
ન્યુકેસ્ટલ—કોયલાની ખાણો.
બર્મીંગહામ, શેફીલ્ડ—લોઢાનાં હાથઆર.
નોટીંગહામ—મોજાં, ફ્રીત.
લીડ્ઝ—ઉનની જણસો.
ગ્લાસગો—છીંટ, કાચ, યંત્રો, વગેરેનાં કારખાનાં.
ડંડી, બેલફાસ્ટ—શણનું કાપડ.
પારિસ—આખી દુનિઆમાં સૌથી સુંદર શેહેર (ત્યાં સ્ત્રીઓનો પોશાક ઉત્તમ થાયછે.)
લૈઓન્સ—રેશમનાં કારખાનાં.
બોર્ડો, ઓપોર્ટો—દાક્ષનો દારૂ.
બ્રસેલ્સ—ફ્રીત, સેતરંજી.
લીએજ—લુહાર કામ, ઘડીયાળ.
હેગ—સરકારી કચેરી છે.
કોલોન—કોલન્વોટર પ્રસિદ્ધ છે.

ડ્રેસડન—માટી કામ.
બાવેરિયા—પેનસીલ.
ક્રિસ્તયાના—દીવાસળી.
હેમર્ફેસ્ટ—નોર્વેમાં—સૌથી ઉત્તરે એમાં ઉનાળામાં ૨ માસ સૂર્ય આથમતો નથી.
સેંટપીટર્સબર્ગ—પીટર બાદશાહે વસાવ્યું.
મોસ્કો—જૂની રાજધાની—તૈમૂરે લૂટયું.
તુલા—રૂશીઆનું બર્મીંગ હામછે.
વાર્સા—પોલાંડની રાજધાની સિંધવની ખાણોછે.
ક્રાકો—ત્યાં પોલાંડના રાજાને ભૂમીદાહ કરતા.
જીનીવા—ઘડીયાળ.
રોમ—પ્રાચીન શેહેર તેમાં ધર્મગુરૂ પોપ રહેછે.
વાટરલુ, પ્લેવના, મેટ્રઝ્ર, સેબાસ્ટોપલ } —લડાઇથી પ્રખ્યાત છે.
હંગરી—હુન્નરી માલ તથા ધાતુ.

## વિદ્યાલય.

**ઇંગ્લાંડમાં**—ઓકસફર્ડ, કેમ્બ્રીજ.
**સ્કાટલાંડમાં**—આબડીન, એડીનબરો, ગ્લાસગો.
**આયર્લાંડમાં**—ડબ્લીન. **ફ્રાંન્સમાં**—પારિસ. **સ્પેનમાં**—કોઇબ્રા.
**પોર્ટુગાલમાં**—લેડન, યુટ્રેક્ટ, ગ્રોનિંગન.
**હોલાંડમાં**—લીપઝીક, હાલ, ગોટીંગન, મ્યુનિચ.
**જર્મનીમાં**—અપ્સલા. **સ્વિડનમાં**—ઇન્સબ્રુક.
**આસ્ત્રિઆમાં**—પાડુઆ, **ઇટાલીમાં**—ઝુરીચ.
**રૂશિઆમાં**—સેંટપીટર્સબર્ગ, મોસ્કો.

## ધર્મ.

તુર્કસ્તાનમાં મુસલમાની છે. બાકી બધા દેશોમાં ખ્રિસ્તિ છે. તેમાં ત્રણ ભેદ છે. (૧) **ગ્રીકધર્મ**—રૂશિયાને ગ્રીસમાં છે. (૨) **પ્રોટેસ્ટંટ**—ગ્રેટબ્રિટન, હોલાંડ, જર્મની, ડેન્માર્ક, સ્વીડન, નોર્વે અને

સ્વિતઝર્લાંડમાં છે. (૩) **રોમાન કેથોલીક**—આસ્ત્રિઆ, ઇટાલી, ફ્રાન્સ સ્પેન, પોર્ટુગાલ, આયર્લાંડમાં ચાલેછે.

## રાજ્ય નીતિ.

ફ્રાન્સને સ્વિતઝર્લાંડમાં **પ્રજાસત્તાક** રાજ્ય છે તુર્કસ્તાનને રૂશિઆમાં રાજાની ઇચ્છા **પ્રમાણે** રાજ ચાલેછે. બાકીના દેશોમાં રાજા પ્રજાની સમંતીથી કાયદા બાંધી રાજ કરેછે.

## અંગ્રેજ તાબાનો મુલક.

ગ્રેટબ્રિટન, આયર્લાંડ, માલ્ટા, ગોઝા, કોમીનો, જીબ્રાલ્ટર, હેલીગોલાંડ.

## મુખ્ય નિકાસ.

**ઇંગ્લાંડમાં**—કોયલા, લોઢાનો સામાન, કાપડ, કાચ, કલાઈ.

**સ્કાટલાંડમાં**—સદર.

**આયર્લાંડમાં**—શાકભાજી.

**ફ્રાન્સમાં**—દારૂ, રેશમ, મેવો, કારીગરીની ચીજો.

**સ્પેનમાં**—દારૂ, રેશમ, મેવો, ખનીજ.

**પોર્ટુગાલ**—દારૂ, મેવો. **બેલજીયમ**—લોઢાનો સામાન, સેતરંજી, ઘડીયાળ.

**ડેન્ડમાર્ક**—માછલાં, વ્હેલનું તેલ.

**નોર્વેમાં**—લાકડાં, ધાતુ, દીવાસળી.

**સ્વીડન**—લોઢા તાંબાનું કામ.

**રૂશિયામાં**—ધાતુ, સિંધવ, શણ.

**જર્મનીમાં**—અંબર, કાપડ, રૂપા કામ.

**સ્વીતઝર્લાંડ**—રેશમ, ઘડીયાળ.

**ઇટાલીમાં**—દ્રાક્ષ, રેશમ, રસાયણી પદાર્થ, પૂતળાં.

**તુર્કસ્તાનમાં**—રેશમ, અતર, ચામડાં.

**મુંબાઈથી ઇંગ્લાંડ જવાના પાંચ રસ્તા** મુંબાઈથી અર્બી સમુદ્રમાં થઈ એડન બંદર કરીને બાબલમાંડબની સાસુદ્રધુનિ અને લાલ

સમુદ્રમાંથી સ્વેઝની નેહેર ઓળંગીને **આલેકઝાંડ્રીઆ** બંદરે આગબોટ જાય છે–ત્યાંથી પાંચ રસ્તે ઈંગ્લાંડ જવાય છે.

(૧) **બ્રીંડીસીનો**—આલેકઝાંડ્રીઆથી ભૂમદયમાં થઈ **બ્રીંડીસી** બંદરે ઉતરી, ઇટાલી, સ્વીતઝર્લાંડ, ને ફ્રાન્સમાં રેલવે રસ્તે **કયાલે** બંદરે ઉતરે. ત્યાં આગબોટમાં ડોવર કે લંડન ઉતરે આ રસ્તે ૧૬ દિવસ લાગેછે.

(૨) **વેનીસનો**—આલેકઝાંડ્રીઆથી ભૂમદયમાં થઈ, **વેનીસ** બંદરે ઉતરી, રેલવેમાં ઇટાલી, સ્વિતઝર્લાંડ, જર્મની, બેલજીયમમાં **ઓસ્ટેન્ડ** બંદરેથી આગબોટમાં લંડન ઉતરે. આ રસ્તે ૧૯ દિવસ થાય છે.

(૩) **માર્સેલ્સનો**—આલેકઝાંડ્રીઆથી ભૂમદયમાં થઇ, **માર્સેલ્સ** બંદરે થઈ રેલવે રસ્તે પારીસ થઈ **કાલે**બંદરેથી આગબોટમાં ડોવર કે લંડન ઉતરે. આ રસ્તે ૨૧ દિવસ લાગે છે.

(૪) **જીબ્રાલ્ટરનો**—આલેકઝાંડ્રીઆથી ભૂમધ્ય, જીબ્રાલ્ટરની સામુદ્રધુની, આટલાંટિકને ઈંગ્લીશ ચાનલમાં **સૌધામ્પટન** બંદરે આગબોટ જાય છે આ રસ્તે ૨૬ દિવસ થાય છે.

(૫) **કેપઓવગુડહોપનો**—મુંબાઈથી હિંદી મહાસાગર, કેપગુડહોપ, આટલાંટિકમાં આફ્રિકા, પોર્ટુગાલને ફ્રાન્સને પશ્ચિમ કાંઠે થઈ, સૌધામ્પટન બંદરે આગબોટ ઉતરે–આ રસ્તે ત્રણ માસ લાગે છે.

## નદીઓ ઉપરનાં શેહેરો.

ઉત્તરદ્વીના—આર્ખેંજલ.
ઓનીંગા—એ બે શ્વેત સમુદ્રને મળેછે.

નીવા—સેંટપીટર્સબર્ગ.
પશ્ચિમદ્વીના—રૈગા.
વિસ્યુલા—ક્રાકો, વાર્સા, ડાન્ટઝિક.
ઓડર—બ્રેસ્લો, ફ્રાંકફોર્ટ, સ્ટેટિન.
એ ચાર બાલ્ટીક સમુદ્રને મળેછે.

એલ્બ—ડ્રેસ્ડન, માગડીબર્ગ, હાં-બર્ગ, આલ્ટોના.
વીસર—બ્રેમેન.
હ્રાઈન—બાલ, સ્ટ્રાસબર્ગ, કોલોન, લેડન, યુટ્રેક્ટ.
મ્યુસ—લેડજ, રોટર્ડામ.
ટેમ્સ—લંડન, ઓક્સફર્ડ.
એ પાંચ આયરિશ સમુદ્રને મળેછે.

લુઓર—નાન્ટસ.
ગારોના—તુલુસ, બોર્ડો.
એ બે બિસ્કેના ઉપસાગરને મળેછે.

ડુરો—ઓપોર્ટો.
ટેગસ—ટોલીડો, લીસ્બોન.
શાનન—
એ ત્રણ આટલાંટિક મહાસાગરને મળેછે.

ઈબ્રો—સારાગોસા.
રોન—જીનીવા લેઓન્સ.
ટૈબર—રોમ.
પો—ટયુરિન.
આડીજ.
એ પાંચ ભૂમધ્ય સમુદ્રને મળેછે.

ડાન્યુબ—વિએના, પ્રેસબર્ગ, બ્યુડા, પ્રેસ્થ, બેલગ્રેડ, રસ્તચક. } એ બે કાળાસમુદ્રને મળેછે.
નાપર—ખર્સન.

ડોન—આઝોફના સમુદ્રને—આઝોફ તુલા.

યુરલ—ઓરેનબર્ગ. વોલ્ગા—આસ્ત્રાખાન. } એ બે કાસ્પીઅન સમુદ્રને મળેછે.

ઈંગ્લાંડમાં—ટેમ્સ, સેવર્ન, મર્સ્ત, ટાઇન, ટ્રેન્ટ, હંબર, ઔસ, ડી, વાઈ.

સ્કોટલાંડમાં—ટીડ, ફોર્થ, ટે, ડી, સ્પે, ન્ટેસ, એ છ પૂર્વમાં ને કલેડ ગ્લાસગો પાસે પશ્ચિમમાં છે.

આયર્લાંડમાં—ફોઇલ, બાન—ઉત્તરે, બોઈન, લીફી, સ્લેની એ ત્રણ પૂર્વે, સુઆર, લી એબે દક્ષિણે, ને શાનન પશ્ચિમે વહેછે.

# લેખન રીતિ.

## ચિઠ્ઠીઓ.

પરમ પ્રિય ભાઇ શ્રી છગનલાલ ધનેશ્વર મુ. લીંબડી.

વિનંતી જે—આપની બોધ વચન નામની ચોપડી હાલ ખપમાં ન આવતી હોય તો તે, આ ચિઠ્ઠી લાવનાર માણસ સાથે મોકલશો તો મોટી મેહેરબાની થશે. તે વાંચી થોડા દિવસમાં પાછી મોકલી દઈશ. સં. ૧૯૪૮ના કાર્તિક વદી ૫ લ. શેવક દુર્ગાશંકર જયશંકરના પ્રણામ.

---

પારેખ શ્રી પુરૂષોતમ લલ્લુ જોગ લ. ભટ વૈજનાથ મોતીરામ જત રૂા. ૫૦) અંકે પચાસ કુંપની રોકડા હસ્તે ભટ હરીશંકર મોતીરામ જોગ આપજો. સં. ૧૯૪૭ના આસો સુદ ૨ સોમ.

---

## કાગળમાં જે ગોપાળ વગેરે લખવાની રીત.

સરકારી અમલદારને **સલામ** ને હોદ્દેદારને **કુરનશ** લખે છે. બ્રાહ્મણ, બ્રાહ્મણને **નમસ્કાર,** મોટાને દંડવત, **પ્રણામ** ને ગુરૂને સાષ્ટાંગદંડવત પ્રણામ. તથા બીજી જાતને **આશીર્વાદ** લખે છે. બીજી જાત, બ્રાહ્મણને દંડવત, કે પગે લાગણું લખે છે. શ્રાવક, કે ઢુંઢીઆ પોતપોતાનામાં **જુહાર** બોલે છે તથા લખે છે. વૈશ્નવ, વૈશ્નવમાં **જે શ્રી કૃષ્ણ,** જે ગોપાળ લખે છે. રજપૂત, કણબી વગેરે જાતમાં **રામરામ** લખે છે. મુસલમાનમાં **દુવા સલામ** લખે છે. નગર, ગૃહસ્થમાં તથા ઉજળી વર્ણમાં **જે જે** કે **જે મહારાજ** કહેવાની ચાલ પડી છે. હિંદુમાં નાનાને આશિર્વાદ, અને મોટાને પ્રણામ, દંડવત, કે પગે લાગણું લખે છે.

## જૂદી જૂદી જાતમાં અડક લખવાની રીત.

ભાટીયા, લવાણા, તથા ખોજાને ઠા. એટલે **ઠકર** લખવાની રીત છે. વાણિયાને **પરી, શેઠ, શા, પારેખ, ગાંધી,** વગેરે લખાય છે.

દીકરો બાપને શીર છત્ર તીર્થરૂપ, વડીલ કરી લખે છે, બાપ દીકરાને ચીરંજીવી લખે છે.

**બ્રાહ્મણને** વેદમૂર્તિ, ભટ, પંડયા, આચાર્ય, વ્યાસ, શાસ્ત્રી જોશી વગેરે અડક હોય તે લખે છે.

**પારશીને** શેઠ, **કણબીને** પટેલ તથા ચરોતરમાં પાટીદાર પણ લખે છે. સરકારી, દરબારી, કારભારી, કામદાર, મેહેતા, વગેરેને **રાજમાનરાજેશ્રી** અથવા **રાજેશ્રી** લખે છે.

મુસલમાનમાં, પઠાણને **ખાં,** શેખને **શેખ,** સૈયદને સૈયદ, **મીર,** મુગલને **મીરજાં** લખે છે.

## પાડ માન્યાનો કાગળ.

પરમદયાળ,—પરોપકારી, કૃપાનિધાન, મુરબ્બી શેઠશ્રી પુરૂષોતમ કહાનજીની સેવામાં મુ. જુનાગઢ.

લીંબડીથી લી० આજ્ઞાંકિત સેવક અમરશી સોમચંદના દંડવત પ્રણામ. વિશેષ વિનંતી જે— આપનો કૃપા પત્ર વૈશાક સુદ ૨ નો મળ્યો, તે વાંચી પરમ આનંદ થયો. માટે એજ પ્રમાણે દયા લાવી નિરંતર પત્રદ્વારા સેવકની સંભાળ લેતા રહેશો. આપે મને સુબોધ આપી, નીતિને રસ્તે અને વેપાર ધંધે ચડાવ્યો, એ વગેરે આપનો અગણિત ઉપકાર મારા ઉપર તો ઘણોજ થયોછે. તે ગુણનો હું ઓશીંગણ થઇને પરમેશ્વર પાસે સદા વિનતી કરૂંછું કે—તમારૂં કલ્યાણ થજો. ને આ સમયમાં હું ગરીબને તમે સહાય ન હોતતો આ જગતમાં મારી ઘણી અવદશા થઇ હોત. પણ શેઠજી તમે વખતો વખત મારી સંભાળ લઇ મદદ કરી તેથી મારી શોભા તથા આબરૂ રહીછે. તેનો ઉપકાર મારાથી કેમ ભૂલાશે ! પણ ઇશ્વિર તમારૂં ઘણું ભલું કરશે. મોટા લોકોનો **ધર્મ** છે કે ગરીબનું સારૂં કરવું. એજ વિનંતી. સંવત ૧૯૪૭ ના ભાદરવા સુદ ૮ શુક્રવાર.

---

## દીકરાનો બાપ ઉપર કાગળ.

શિરછત્ર, તીર્થરૂપ, વડીલ શ્રી જયશંકર પુરૂષોતમ.

મુ. વાંકાનેર.

લીંગડીથી લી. આજ્ઞાંકીત છોરૂ દુર્ગાશંકર વિ. જયશંકરના સાષ્ટાંગ દંડવત. અત્રે ઇશ્વિર કૃપાથી તથા આપના પ્રતાપથી કુશળતા છે. આપનો પત્ર ઘણા દિવસ થયાં નથી તેથી ચિંતા થાય છે, માટે સંભારીને લખશો. હાલમાં આપણા પાડોશીએ એક જણના ઉપર જુઠી ફર્યાદ કરી, તેમાં સાક્ષી આપવા માટે તેણે મને આવીને કહ્યું

કે તમારે મારી તરફની સરકારમાં શાહીદી પૂરવી. ત્યારે મેં તે વાતની ચોખ્ખી ના કહી ને એને શીખામણ દીધી કે, આવા પાપના કામમાં પોતે પડવું, અને બીજાને પણ હોમવો એ તને ન ઘટે. પાપ કર્મથી સ્વાર્થ સાધવો એતો કેવળ મૂર્ખાઇ. કેમ કે મને યાદ આવ્યું કે શીખામણની ચોપડીઓમાં **જૂઠી સાક્ષી** પૂરવી નહીં એમ લખ્યું છે. ને સર્વ ધર્મમાં કહેલુંછે કે, જૂઠી શાહિદી પૂરવી નહીં, તથા **અસત્ય** બોલવું નહીં. બેન ગોદાવરીએ બીજી ચોપડી ભણવા માંડી છે. એના મેહેતાજી એના અભ્યાસ, તથા આચરણનાં વખાણ કરતા હતા. હાલ હું થર્ડ બુક ભણુંછું, ને ઘરમાં જોઇતી જણસભાવ લાવી આપુંછું. અભ્યાસના કામથી જ્યારે નવરાશ મળે છે. ત્યારે હું મુરબ્બી વૈજનાથભાઈ પાસે **ધર્મશાસ્ત્ર** શ્રવણ કરૂંછું. જેથી **બુદ્ધિ** નિર્મળ, તથા પવિત્ર રહે, ને પરમેશ્વરના મહિમાનું **જ્ઞાન** વધતું જાય ને મારૂં કલ્યાણ થાય. મામા સુખરામજી આપણા ઘરની ખબર અંતર રાખેછે તથા સારી સલાહ આપેછે. **સગાં** પરમેશ્વર આપે તો એવાંજ આપજો. આપણા ઘરનો સંપ જોઈ લોકો અચંબો પામેછે. ઘર ભણી આપનું પધારવું કયારે થશે તે લખશો. આપણા ઘરમાં સર્વે ખુશીમાં છે ફિકર ચિંતા કરશો નહીં. સંવત ૧૯૪૭ ના ભાદરવા સુદ ૧૦ રવેઉ.

---

## ઘરેણાઉખત.

સંવત ૧૯૪૭ ના વર્ષે અશાડ સુદ ૫ વાર શની શાહ મગનલાલ ઝવેરચંદ જ્ઞાતિ શ્રાવક વાણિઆ રહેવાશી લીંબડીના જોગ. લ. રાવળ નર્મદાશંકર ઓધડદાસ રહેવાશી લીંબડીના જત રૂા. ૪૦૧ ) અંકે ચારસોને એક પુરા કંપની દેવા. એની **સાનમાં** ઘર ૧ અમારા બાપીકું શ્રી લીંબડીના ગોલેતર યા મધ્યે શુકરશેરીમાં છે. તે

અમોએ અમારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી તખીયત ઠેકાણે રાખીને તમને ઘરેણે લખી આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ લાંબુ ગજ ૧૬ સોળ, તથા પૂર્વ પશ્ચિમ પહોળું ગજ ૯ નવ છે. એ ઘરની દિશા ચાર તેના વિગત–ઉત્તરે આગલું બાર શરિયામ રાજમાર્ગ છે, પૂર્વે ઠાકર ધનેશ્વર પીતાંબરનું ઘર, દક્ષિણે પાછલે બાર વાડો છે, પશ્ચિમે વાઘેલા હોથીજી મેરૂજીનું ઘર છે. એ ચતુરશી પ્રમાણે ઘર, ખડકી, અને વાડા સુદ્ધાં બધું ઘરેણે આપ્યું છે. એ ઘરમાં વસો, વસાવો, તથા આડ ઘરેણે મૂકો, તમારૂં મન માને તેમ કરો. ભાગ્યું તૂટ્યું અમો ઘરધણી સમું કરાવી આપીએ. ને નળીઆંની ખોટ તથા ચળામણી તમો ગીરવી રાખનાર આપો સહી. એ ઘરની અવધી (બોલી) વર્ષ સાતની કરીછે. તે મુદ્દત પૂરી થએ જેવા રૂપિયા લીધા તેવા પાછા આપીએ ત્યારે અમારો અલાખો. ત્યાં લગણ અમારો અલાખો નહીં એ રૂપિયાનું વ્યાજ નહીં ને ઘરનું ભાડું નહીં. એ ઘરની કજારજાએ અમો ઘરધણી જવાબ દઇએ સહી. એ લખ્યાથી ફરે તે પોતાની સાત પેઢીના ધર્મથી ફરે.

અત્ર. મતું. તત્ર. શાખ.

૧ રાવળ નર્મદાશંકર ઓધડનું ૧ ઠાકર ધનેશ્વર પીતાંબરની શાખ
દા. પોતે.

મતું ઉપર લખ્યું સહી. ૧ વાઘેલા હોથીજી મેરૂજીની શાખ
દા. શા. મગનલાલ જલુભાઇ.

## વેચાણ ખત.

સંવત ૧૯૪૭ ના વર્ષે શ્રાવણ સુદ ૮ ગરેઉ. ખરીદદાર ગાંધી ભૂદર ખોડીદાસ જ્ઞાતે વીસાશ્રીમાળી. જોગ લી. વેચનાર શા. મોહન છગન જ્ઞાતે મોઢવાણિઆ રહેવાશી લીંબડીના. જત ઘર

૧ શ્રી લીંબડીમાં ગાંધીશેરી મધ્યે અમારૂં પોતાનું છે, તે તમને વેચાતું આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૭ સાત કરા સાથે, તથા પૂર્વ પશ્ચિમ લાંબુ ગજ ૧૦ દસ તથા ફ-ળીઉં, ખ[illegible] બંધ છે. એ ઘરની ચારે દિશાની વિગત—દક્ષિણ દિશાએ આગલું બારશરિયામ રાજમાર્ગે છે, પૂર્વ દિશાએ ગાંધી વિ-ઠ્ઠલ ડોસાનું ઘર છે, ઉત્તરે શા ગોકળ વનરાવનનું ઘર છે, પશ્ચિમે અમારા ઘરના ફળીમાં એ ઘરનાં નેવાં પડેછે. પાણીની મોરી દક્ષિ-ણે શરિયામ માર્ગે જાયછે. એ ચતુરશી પ્રમાણે ઘર, ફળીઆસીકે, ખડકીબંધ બધા ઇમળા સાથે તમને વેચાતું આપ્યુંછે. એ ઘરની કિંમત રૂ ૫૦૫) અંકે પાંચસેં ને પાંચ રૂપિઆ પૂરા લઇને ઘર બધું ચંદ્રોકાળ તમને વેચાતું આપ્યું છે આજ પછી અમારૂં એ ઘર સાથે લાગે વળગે નહીં. કદાચ હરકોઈ વારસ થઇને દર દાવો કરે, તેનો જવાબ અમો તથા અમારા વંશવારસમાં જે કોઈ હોય તે દઇએ સહી. ને રૂપિયા કુંપની ચલણના રોકડા લઇને આ વેચાણ ખત લખી આપ્યું છે. એ લખ્યું પોતાના ધર્મ સાથે પાળીએ સહી.

**અત્ર. મતું.** | **અત્ર. શાખ.**

૧ શા. મોહન છગન મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દા.પોતે.

૧ શા. ગોકળ વનરાવનની શાખ. દા. પોતે.

૧ ગાંધી અમરશી સોમચંદની શાખ. દા. પોતે.

## વ્યાજુ ચિઠ્ઠી નામ જોગી.

સંવત ૧૯૪૭ ના આસો સુદ ૨ વાર સોમે શા. પ્રેમજી ધનજી જોગ લ. શા. મોહનલાલ ઝવેરચંદ જત રૂા. ૭૫) અંકે પંચોતેર રૂપિઆ પૂરા રોકડા દેના. અંગ ઉધારે દેવા. જ્યારે ધણી માગે

ત્યારે દેવા. એનું વ્યાજ માસ ૧ એકે ટકા ૦।।। પોણા લેખે ચઢે. તે ભરી આપીએ સહી. એમાં કશો સુકન નહીં અમો અમારી અકલ હુશિઆરીથી રૂપિઆ રોકડા લઇને તબીયત ઠેકાણે રાખીને આ ચિઠ્ઠી લખી આપી છે. એ લખ્યું પાળીએ સહી.

| અત્ર. મતું. | અત્ર. શાખ. |
|---|---|
| ૧ લી. શા. મોહન ઝવેરચંદ ઉપર લખ્યા પ્રમાણે સહી. | ૧ શા. છગન તલકશીની શાખ દા. પોતાના. |
| | ૧ પારેખ. લક્ષ્મીચંદ નાગજીની શાખ દા. પોતાના. |

## ફારગતી.

સંવત ૧૯૪૭ ના આસો સુદ ૧૦ ભોમે તા. ૧૩ અકટોબર સને ૧૮૯૧ ઇસ્વી. દને શા. ઝવેરચંદ મોતીચંદ જોગ લ. શા. આણુંદજી કલ્યાણજી. જત અમારૂં લેણું તમારી પાસેથી ચિટ્ઠી તથા ખાતાની રૂઇની હતું. તે સર્વ તમારી પાસેથી હિસાબ સમજીને આજ દીન સુધી ભર્યા પૂરા પામ્યા છીએ. હવેથી અમારે તમારે **અભરામ કુલ ન દાવા.** આ ફારગતી અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુશિયારીથી તબીયત ઠેકાણે રાખીને લખી આપી છે. તે કબૂલ મંજૂર છે. એથી ફરે તે પોતાના ધર્મથી ફરે.

| અત્ર. મતું. | અત્ર. શાખ. |
|---|---|
| શા. આણુંદજી કલ્યાણજી મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી. | શેઠ. વ્રજલાલ શામજીની શાખ દા. પોતાના. |
| | શા. મનસુખ વેલશીની શાખ દા. પોતાના. |

## ગણોતનામું.

સંવત ૧૯૪૭ ના આસો સુદ ૧૧ બુધે તા. ૧૪ મી અકટોબર સને ૧૮૯૧ અંગ્રેજી દને. મેહેતા લાલજી ગવરીશંકર જોગ લા. પટેલ. બેચર હીરા દલવાડી. જત તમારૂં ખેતર ૧ એક મોજે લીંબડીની શીમનું ચિત્રાવાડીનું ભોંય વિઘા ૨૦ વીશ આશરેનું અમોએ ગણોતે ખેડવા રાખ્યું, તેનું ગણોત સાલ ૧ એકના રૂ ૬૧) અંકે એકસઠ કરી રાખ્યું છે. તે રૂપિઆ દર પોશ સુદ ૨ બીજ દને દેવા. અને એ ખેતરની વિઘોટી દરબારમાં અમો જાદી ભરીએ સહી. એ ખેતર અમે ખેડીએ અગર પડતર રાખીએ, પાકે અગર ન પાકે, કાંઈ આસમાની સુલતાની આફત લાગે, તોપણ અમારે તમને ઉપર લખેલા ગણોતના રૂપિઆ ઠરાવેલી મુદતે આપવા સહી. એ જમીન આજની તારીખથી તે સંવત ૧૯૫૨ના આસો સુદ ૧૧ સુધી વર્ષ ૫) પાંચની બંધણીએ તમોએ સાંથી છે તે અમોએ રાખી છે. તે મુદત પૂરી થયે બીન તકરારે એ ખેતર તમને સોંપવું. તે વખતે કબજા સંબંધી મારી તકરાર ચાલશે નહીં. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુશિયારીથી, બીન કેફ અને તનદુરસ્તીથી લખી આપ્યો છે. તે કબુલ મંજૂર છે. દા. શા. સેરા ભાણજી ધણીના કહેવાથી.

| અંક. | મતું. | અંક. | શાખ. |
|---|---|---|---|
| ૧ લી- | પટેલ બેચર હીરા મતું ઉપર લખ્યું સહી દા. શા. સેરા ભાણજી ધણીના કહેવાથી. | ૧ | દવે દેવશંકર દામોદરની સાખ. દા. પોતે. |
| | | ૧ | વ્યાસ, મૂળજી જેભાઈની સાખ. દા. પોતે. |

## ભાડાનામું.

સંવત ૧૯૪૮ ના કાર્તક સુદ ૫ શુકરે તા. ૬ ઠ્ઠી નવેંબર સને ૧૮૯૧ ઇસ્વી દને. પારેખ ઉજમશી લલ્લુભાઈ જોગ લા. શા. વીરપાળ ધનજી જત તમારૂં ઘર એક ઓરડો, ઓશરી, ફળીઆ શીખે, ખડકી બંધ શ્રી લીંબડીમાં સખીદાસની પોળમાં દવે છગન માવજીના ઘર પાસે છે, તે અમે કુલ બધું ભાડે રાખ્યું છે. એનું ભાડું વર્ષ ૧ એકના રૂ. ૨૦) અંકે વીસ ચઢે. તે ભાડું દર વર્ષે ચડયે ચડયું દેવું સહી. એ ઘરની ચણામણી, તથા નળિયાની ખોટ તમારે શિર છે. એની બંધી વર્ષ ૫) પાંચની કરી છે. ત્યાંસુધી તમારાથી અમને કહાય નહીં. આજની તારીખથી ભાડું ચડતું છે એ લખ્યું સહી.

| અત્ર. | મતું. | તત્ર. | શાખ. |
|---|---|---|---|
| શા. વીરપાળ ધનજીનું મતું ઉપર લખ્યું સહી. | | ૧ દવે છગન માવજીની શાખ દા. પોતે.<br>૧ શા. કેશવલાલ નથુભાઇ શાખ દા. પોતે. | |

## માઠી ખબરનો કાગળ (મેલો.)

મોજે વીરમગામ મધ્યે પુજ્ય મેહેતા પરમાણંદ જોઈતારામ તથા મેહેતા માદેવ પરશુરામ વગેરે—જોગશ્રી લખતરથી લી. વ્યાસ હરીરામ દેવરામના નમસ્કાર વાંચજો. જત અમારા પિતા દેવરામ સંવત ૧૯૪૭ ના ભાદરવા વદ ૧૦ બુધે દેવલોક પામ્યા છે. એ ઘણું માઠું થયું છે. પણ એ વાતનો શો ઉપાય? સુખ, દુઃખ જે માણસને માથે પડે, તે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખી સહેવું જોઇએ. એમનું ઉત્તર કાર્ય આસો સુદ ૭ સોમવારૂં છે, તે ઉપર આવજો. સંવત ૧૯૪૭ ના ભાદરવા વદ ૧૩ શની.

## કંકોત્રી.

સ્વસ્તી શ્રી મોરબી મહાશુભસ્થાને પૂજ્યારાધે વોરા શ્રી પવોરા રાગજી વાલજી તથા શા કપુર ખેતશી. જોગ શ્રી રાજકોટથી લી. પરી. હીરાચંદ ઝવેરચંદના જેગોપાળ વાંચજો. વિશેષ લખવા કારણ એ છે જે ચી. મોહનલાલના શુભલગ્ન મહા સુદ ૫ શુક્રવારા નીરધાર્યાં છે. તે ઉપર સાથ સર્વેને તેડીને વેહેલા પધારજો. તમો આવે મંડપની શોભા રૂડી દીસશે સંવત ૧૯૪૭ ના માહા સુદ ૨ મંગળવાર.

## વારસનામું.

સંવત ૧૯૪૮ ના કાર્તક સુદ ૨ મંગળ તા. ૩ નવેંબર સને ૧૮૯૧ ઈસ્વી દને શા. હીરાલાલ મોતીલાલ તત્ પિતા માણેકલાલ ન્યાતે મોઢવાણિઆ. ઉમર વર્ષ ૨૦ વીસની ધંધો નેરતીનો રહેવાશી અમદાવાદના. જોગ. લ૰ બાઈ શામકુંવર શા. વલ્લભજી નથ્થુની ધણીયાણી. ન્યાતે મોઢવાણિઆ. ઉમર વર્ષ ૬૦ ની રહેવાશી અમદાવાદના જત–મારી તબીયત હાલમાં સારી છે ને હું મારી રાજી રજાવંદીથી કબૂલ કરૂં છું જે, મારે કાંઈ છોકરૂં નથી. માટે તમે અમારા ભાણેજ છો ને અમોએ તમને અમારા વારસ કર્યા છે. અમારી મિલકત સ્થાવરને જંગમ નીચે મુજબ છે.

(૧) અમારૂં ઘર માંડવીની પોળમાં છે જે મધ્યે અમે રહીએ છીએ તે, તથા અમારી દુકાન માણેકચોકમાં શેઠ પ્રેમજી પુરૂષોતમની દુકાન પાસે છે તે, તથા ખેતર વડવાની સીમનું કીત્તે સોનારીયાનું વીઘા ૩૦ ત્રીશનું પટેલ મનોર રૂપજીના શેઢા ઉપર છે તે.

(૨) અમારૂં ઘરેણુંગાંઠું રૂ. ૩૦૦૦) ત્રણ હજારનું તેની યાદી ચોપડાને પાને ૧૪૦ મે ઉતારી છે.

(૩) રૂા. ૩૨૫) સર્ખેજના ત્રવાડી દેવરામ હરીરામ પાસે રૂા. સવાત્રણસેં ખત તથા ખાતાની રૂએ લેણા છે.

(૪) રોજમેળ ખાતાવહીથી લોકો પાસે મારી લેણી ઉઘરાણી રૂા. ૨૦૦૦) બે હજાર આશરેની છે.

(૫) એ સિવાય રોકડ રૂા. ૧૬૦૦) સોળસેં તથા પેટી, પટારા, રાચરલીલું, અને જેટલી મિલકત અમારી, અમારા ધણીની, તથા અમારા સસરાની હતી તે બધી તમને સોંપીને તમને અમારા વારસ કર્યા છે. તે તમારે અમને જીવતાં પાળવી ને મુએથી અમારૂં ઉત્તર સાધન કરીને અમને દેવલોક પહોંચાડવી. અમારી મિલકતમાંથી નીચે પ્રમાણે અમારી પછવાડે વાપરવાનો હું ઠરાવ કરૂં છું.

(૧) રૂા. ૪૦૦) મોઢવાણિઆની નાત ૧ એકાદશી ઉપર જમાડવી.

(૨) રૂા. ૨૦૦) મારી દીકરી જમનાને શા. લલ્લુ ભાઈચંદ વેરે પરણાવી છે તેને કાપડાના કરીને રોકડા આપવા.

(૩) રૂા.૫૦૦) પાંચસેંના વ્યાજમાંથી આપણી નાતના ગરીબ છોકરાને ભણવામાં, સ્લેટો, ચોપડીઓ, ફી, વગેરેમાં આપણી નાતના જણ ૪ ચારને પંચ નીમી તેમની સમક્ષ દર વર્ષે વેંહેચવા.

ઉપરના કરારથી અમે અમારી રાજીખુશીથી તથા અક્કલહુંશિયારી ને તનદુરસ્તીથી આ વારસનામું લખી આપ્યું છે તે કબૂલ મંજૂર છે. દા. પારેખ હીરાચંદ પ્રેમચંદ.

| અત્ર. | મતું. | તત્ર. | શાખ. |
|---|---|---|---|
| બાઈ શામકુંવર શા. વલ્લભજી નથુની ધણીયાણી મતું ઉપર લખ્યું સહી. | | ૧ શેઠ પ્રેમજી ધનજીની શાખ<br>૧ પરી. હરગોવનદાસ ખુશાલદાસની શાખ. | |

## હુંડી.

સ્વસ્તીશ્રી મુંબાઈ બંદરે મહાશુભસ્થાને પુજ્યારાધે પરી. ગોકલદાસ ગોરધનદાસ જોગ શ્રી લીંબડીથી લ. પારેખ રાયચંદ ઝવેરના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. લેરા મુળજી પાસેથી રૂ૧૦૦૦) અંકે એક હજાર નીમે રૂપિઆ પાંચસેંથી બમણા પૂરા રોકડા લીધાછે. તેની મુદત હુંડી પહોંચ્યા પછી વાર ભોમની રીતના નામે શા. વેપારી જોગ. રૂપિઆ હુંડીની રીતના અથઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૮ના કાર્તક સુદ ૫ શુકર દા.મેહેતા તાપીશંકર ધનશંકરના જેગોપાળ વાંચજો.નીમે રૂપિઆ અઢીસેંથી ચોગણા એક હજાર પૂરા કરી આપજો.

રૂ. ૧૦૦૦)

લી,પારેખ રાયચંદ ઝવેરચંદ જત આપેંઠ લખ્યા પ્રમાણે સરકારી નાણાં આપજો.

## પેંઠ.

સ્વસ્તિ શ્રી મુંબાઇ બંદરે મહાસુભસ્થાને પુજ્યારાધે પરી શ્રી ગોકળદાસ ગોરધનદાસ જોગશ્રી લીંબડાથી લ. પારેખ રાયચંદ ઝવેરચંદના જેગોપાળ વાંચજો. જત તમારા ઉપર પ્રથમ હુંડી ૧ રૂ. ૧૦૦૦) અંકે એક હજારની નીમે રૂપિઆ પાંચસેંથી બમણા પૂરાની લખી. અમારી રાખ્યા શા. લેહેરા મૂળજી પાસેથી મુદત હુંડી પોતા પછી વાર ભોમની નામે શાહ વેપારી જોગ રૂપિઆ. હુંડીની રીતના અથ, ઠામ, ઠેકાણું ચોકસ કરીને આપજો. નીશાની એજ કાગળ મધ્યે લખીશું. લખી કાર્તક સુદ ૫ શુકરની લખી છે. તે રાખ્યાવાળા ધણી કહેછે જે એ હુંડી ગેરવલે પડીછે. માટે આ પેંઠ લખી આપી છે. તો તમો તમારો આવરો તા. રોજમેળ, તા. ખાતું,

તા. નોંધ સર્વે જોઇ તપાશીને હુંડી સીકારા નાણાં નહીં આપ્યાં હોય તો, આ પેંઠ સીકારી નાણાં આપજો. કદાચ હુંડી સીકારી નાણાં આપ્યાં હોય તો આ પેંઠ રદ છે વાંચીને ફાડી નાંખજો. અમો તમને સનદર થઇને વાર ૧ મુજરે આપીશું. તે જાણજો. સંવત ૧૯૪૮ ના કાર્તક સુદ ૧૩ શનેઉ દા. મેહેતા તાપીશંકરના જેગોપાળ વાંચજો.

### દાગીના ઉપર ખત લખવાની રીત.

સંવત ૧૯૪૮ના માગશર સુદ ૩ શુક્ર તા. ૪થી ડીસેંબર સને ૧૮૯૧ ઇસ્વી, દને પારસાત ગાંધી ધનજી જાદવજી જોગ લી સોની કેશવજી નથુ જત તમારી પાસેથી ૩૨૦૦) અકે બસે કુંપની રોકડા લીધા છે તેનુ વ્યાજ માસ ૧ શત એક ટકા ૦।। લેખે કર્યુંછે, તે મધ્યે દારો એક હેગનો તોલે ગદી. ૨૫)પચીસનો મૂકયોછે.તેનું વ્યાજ માસ બારે ચઢે ચહું દેવું. ઓછા અદકો માલ અમારોછે.કદાપી માસ બારે વ્યાજની સમજણ ન કરૂં તો, તમારી મુખતારીથી સદહું દાગીનો વેચી વ્યાજ સીકે નાણાં લેજો. તે ઉપર અમારો દર દાવો ચાલશે નહીં. રાજક દૈવક, ધરેણું ધરેણા વટ છે. એ લખ્યું સહી. લા. વકીલ માણેકચંદ ડુંગરશી ધણીના કહેવાથી.

| **અત્ર.** | **મતું** | **તત્ર.** | **શાખ.** |
|---|---|---|---|
| લી. સોની કેશવજી નથુ મતું ઉપર લખ્યું સહી. | | ૧ પારેખ લીલાધર વશરામની સાખ. | |
| | | ૧ સોની મગન ધરમશીની સાખ. | |

### ખેડૂખત.

સંવત ૧૯૪૮ ના માગશર સુદ ૫ રવિ તા. ૬ ઠી ડીસેંબર સને ૧૮૯૧ અંગ્રેજી દને. પારસાત શેઠ પ્રેમજી મનજી રહેવાશી વાંકાનેરના જત ગૃહિતા પટેલ મેઘરાજ વસ્તા રહેવાશી સરધાર (કાઠિ.)

તાળે વાંકાનેરના ગામના. જત તમારી પાસેથી કોરી રૂ ૪૦૦) અંકે ચારસેંની જામસાઈ ચકરડાં લાધીછે. તેનું બ્યાજ માસ ૧ શત ૧ ટકા ૦।।। લેખે વાધે. આ કોરી બળદ, ગાડું, તથા વાડના બી સારૂં લીધી છે, તે મધ્યે ગાડું, બળદ, તથા આવતી સાલની આગેતર ને પાછેતર નીપજ, જે આવશે તે સર્વે ઠામ છે તે ઉપજમાંથી તમારૂં લેહેણું પેહેલું ભરીશું. તેમાં તફાવત થાશે નહીં. અને તમને ઉપજમાંથી કરજ આપતાં બાકી વધે તે અમારે લેવું છે. કદાપી ખળામાંથી તમને ઉપજ ન ભરૂં તો કોરટમાં દાવો કરો. તેનું ખર્ચસીકે મારી તમામ મિલકતમાંથી આપું. આ લખત અમે અમારી રાજીખુશીથી તથા અક્કલહુંશિઆરી અને તનદુરસ્તીથી લખી આપ્યું છે તે કબૂલ મંજૂર છે.

| અત્ર. મતું. | અત્ર. શાખ. |
|---|---|
| પટેલ મેઘરાજ વસતાનું મતું | ૧ દોશી દેવામાવાણીની શાખ. |
| ઊપરલખ્યા પ્રમાણે સહી છે. | ૧ મેહેતા ફુલચંદવાઘજીની સાખ. |
| < આ એંધાણ ધણીનું છે | લા. વકીલ. કેશવજી નંદરામ ધણી બેના કહેવાથી લખ્યુંછે. |

શ્રી દરબાર વાંકાનેર.

ઇજારા પટો.

સ્વસ્થાન શ્રી વાંકાનેરના મહારાણા શ્રી વખતસંઘજી- વ. મેહેતા અનંતજી રણછોડજી રહેવાશી નગરના. જત તમને અમારા તાલુકાના નવા ગામનો ઇજારો દરસાલ કોરી રૂ ૧૨૦૦૦) અંકે બાર હજાર પ્રમાણે સંવત ૧૮૮૦ ના અસાડ સુદ ૨ થી વર્ષ ૧૦) દસના તાહોદે આપ્યો છે તેમાં વેરા, વજે, માંડવી, કન્યાચોરી, ભામ, મસવાડી, ચીલા વગેરે અઢારે હખખ પડયુ પાન તમારા ઇજારાના તાહોદમાંછે ને તે ગામની હદ ઉત્તર

તરફ માટેલ ગામના સીમડા સુધી, પશ્ચિમ તરફ ખોડીઆર માતાના મઢ સુધી, દક્ષિણે મચ્છુ નદી સુધી, ને પૂર્વે લૂણસરના ઝાડી માર્ગ સુધી. એ પ્રમાણે ઉપર લખી હદ હદુદ મુજબ આપ્યું છે. ને આ ગામને શેઢા, શીમાડે, કાંઇ ખરાજાત થાય તો ગામને શીર છે. તથા ગામને કોઇ હરામખોરથી નુકશાન થાયતો ગામને શીરછે. ને કોઈ વર્ષમાં અસમાની સુલતાની થાયતો તે વર્ષની ઉપજ અમે સંભાળી લેશું. તે ગામના લોક અમારી વેઠ, બેગાર સદીમત કરતા હશે એ પ્રમાણે કરશે. તેથી વધારે હરકત થાશે નહી. ને તમે લોકને તગાવી આપી નવાં સાંતી લાવો ને તમારો ઇજારો છૂટે ત્યારે એ ગામમાં તમારૂં લેણું તે અમારે વ્યાજબી અપાવી દેવું. એ નવા ગામના સેઢા, સીમાડે કોઇ નવી જમીન આવે તે તમારા ઇજારાના તાહોદમાં છે. ઇજારાની રકમની કોરી તમારી પાસેથી બેકીસ્ત માહા સુદ ૨ તથા વૈશાક સુદ ૨ લીધામાં આવશે. તમે કોઇ નવાં નવાણુ ગળાવશો ને તેની ખરાજાત થાય, તે અમને જાહેર કરશો તો અમારૂં માણસ મોકલી તપાસ કરી વાજબી ખરાજાત મુજરે આપીશું. એ પ્રમાણે તમને સદર્હુ ગામનો ઇજારો આપ્યોછે. તે દસ જમીયત રાખો વસ્તીની આબાદી કરી વહીવટ કરજો.

સંવત ૧૮૮૦ ના અસાડ સુદ ૨ ગુરૂ વાર દા. મેહેતા વસંતરાય દુલભજી—મુખ્ય કારભારી.

---

## વારેવારીયા વ્યાજની રીત.

### શેઠ પ્રેમજી મનજીનું ખાતું સંવત ૧૯૪૫ ની શાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૫) માહા વદી ૪ | શનિ. | ૬૦) પોશ સુદી ૪ | બુધ. |

| | | | |
|---|---|---|---|
| ૬૫) ચૈતર સુદી ૭ | ગુરૂ. | ૪૭) ફાગણ વદી ૧૩ | મંગળ. |
| ૩૨) અસાડ વદી ૮ | બુધ. | ૨૮) વૈશાખ સુદી ૬ | શુકર. |
| ૪૪)ભાદરવા વદી ૧૧ | મંગળ. | ૪૫) આશો સુદ ૯ | રવિ. |
| ૧૮૬) | | ૧૮૦ | |

૬) બાકી દેવા આસો વદી ૦))રવિ.

૬) બાકી દેવા સંવત ૧૯૪૬ના કાર્તક સુદ ૧ સોમવાર.

**વ્યાજ સંવત ૧૯૪૫ ની શાલનું ટકા ૦ાા લેખે.**

| જ | ઉ |
|---|---|
| ૦ રૂા. ૪૫ માહાવદ ૪ શનિ. | ૧૧૩ાા રૂા. ૬૦ પોશ સુદ૪ બુધ |
| ૩ રૂા. ૬૫) ચૈત્ર સુદ ૭ ગુરૂ. | ૬૭ાા રૂા. ૪૫) માસ૧ાા |
| ૦ રૂા. ૧૫) દિ. ઉ | ૪૬ રૂા. ૧૫) મા. ૩ દિ.-૨ |
| ૦ રૂા. ૪૭ દિ. ઉ | ૧૪ રૂા. ૪૭) ફાગણ વદ ૧૩ મંગળ દિ. ૯ |
| ૩ રૂા. ૩)મા. ૦ાા દિ. ૧૪ | ૬૨ાા રૂા. ૨૮) વૈશાક સુદ ૬ શુકર |
| | ૦ રૂા. ૩) દિ. જ |
| | ૬૨ાા રૂા. ૨૫)મા. ૨ાા |
| ૧૭ા રૂા. ૩૨) અશાડ ૮ બુધ. | ૦ રૂા. ૪૫) આસો સુદ ૯ રવિ |
| ૦ રૂા. ૨૫) દિ. ઉ. | ૦ રૂા. ૭) દિ. જ. |
| ૧૭ા રૂા. ૭) મા. ૨–૧૪ દિ. | ૦ રૂા. ૩૮)દિ. જ. |
| ૬ાા રૂા. ૪૪)ભાદરવા વદ ૧૧મંગળ. | ૦ રૂા. ૬) આસો વદી ૦)) રવિ દિ. જ. |
| રૂા. ૩૮) દિ. ૧૨ | |
| ૬ાા રૂા. ૬) મા. ૧–૩દિ. | |

| | ૧૯૦ |
|---|---|
| ૨૬॥। | ૨૬॥। |
| | ૧૬૩। ૦॥ ટકા લેખે. |
| | ૮૧॥। દોકડા. |

તારીજ સંવત ૧૯૪૬ ના કાર્તક સુદ ૧ સોમે.

જ ઉ

૬) મુદ્દલ. દેણા. ૦॥। ૬॥। બ્યાજનો સર ૧૬૩। ટકા ૦॥ લેખે.

**દીવાની દાવાની અરજી.**

| | નામ. | જાત. | ઉમર વર્ષ | ધંધો. | રહેવાશી. |
|---|---|---|---|---|---|
| **વાદી** | મેહેતા ત્રીભોવન લાધા. | વાણિઆ. | ૨૭ | વેપાર | વાંકાનેર. |
| **પ્રતિવાદી** | શા. વર્ધમાન રતનશી | વાણિઆ. | ૨૧ | નોકરી | વાંકાનેર. |

**દાવો** રૂ. ૧૨ આ. ૧૨ પાઈ ૬.

હું **વાદી** અરજ ગુજારૂં છું કે—સંવત ૧૯૪૨ ના શ્રાવણ વદ ૧૦ ના રોજ રૂ ૮—૦—૦ ના હપતા કરી આપ્યા મુજબ સદહું શખ્સ પાસે ગહારૂં લ્હેણું ઉઘરાણી કરતાં તે આપતો નથી જેથી દાવાનું કારણ—

(૧) **દાવાની હકીકત**—પેહેલા હપતાના રૂ ૨) બે ઉપર લખી શાલના આશો વદી ૧૦ થી તે છેલ્લા હપતાના રૂ ૨) બે સંવત ૧૯૪૩ ના ચૈત્ર વદી ૧૦ મે આપવા કરેલા— ત્યાંસુધી ચડેલા હપતા ૪ ચારના રૂ. ૮) આઠ નહીં આપવાથી વાંકાનેર મધ્યે દાવાનું કારણ ઉત્પન્ન થયું.

(૨) **વસુલાત**—સદહું લેણા પેટે કાંઈ વસુલ આવ્યું નથી.

(૩) **વ્યાજનો કરાર**—વ્યાજ કરી આપેલા કરાર મુજબ નહીં, પણ ટકા ૧ લેખે સંવત ૧૯૪૨ ના શ્રાવણ વદ ૧૦ થી તે સંવત ૧૯૪૭ ના શ્રાવણ વદી ૨ લગી ૪–વરસ–૧૧–માસ ૨૨–દિ. ના રૂ ૮) આઠના વ્યાજના રૂા. ૪–૧૨–૬ થયા તે.

(૪) **દાદ** માગવાની કે રૂા. ૧૨–૧૨–૬ મારા લેહેણા તે સદહું પ્રતિવાદીની જાત મિલકતથી આ દાવાના કુલ ખર્ચસહિત વસુલ મળવાનું હુકમનામું કરી આપવાને મેહેરબાની કરશો.

(૫) **દાવાનો આધાર**–દાવાવાળા ખાતાની નકલ આ સાથે રજુછે.

(૬) **દાવા લવાજમ** ફીના રૂ ૦–૯–૬ તથા સમન ફીના રૂ૦–૧–૦ રજુ છે. એજ અરજ.

તા. ૨૨ અગષ્ટ સને ૧૮૯૧

હું વાદી ઇકરાર કરૂં છું કે આ અરજીમાં લખેલી બીના મારા જાણવા તથા માનવા પ્રમાણે ખરેખરી છે. તા. સદર.

---

## વ્યુત્પત્તિ.

(૧) બેકે વધારે શબ્દથી થએલા નામનો સંબંધ–જેમ—નરનારી, નફો તોટો, ગુરૂ શિષ્ય, રામ લક્ષ્મણ, ઘાંચી મોચી, વઢવાણ લીંબડી, એમની વચ્ચે **અને** અથવા **કે** આવે.

માલધણી, ભરતખંડ, વિદ્યાભ્યાસ, વનરાજ, એમાં છઠ્ઠી વિભક્તીનો સંબંધ છે.

કાકા હરીદાસ, દુલભરામ, નારાયણરાવ સાહેબ, બેહેરામજીશેઠ,

**આશારામભાઈ**, દીવાનબહાદૂર એમાં છેડાના શબ્દોમાનાર્થ છે.

**વિશેષણને નામ જોડાઇને થયેલાં.**

બાળચરિત્ર. મહાસાગર, સૂક્ષ્મદર્શકયંત્ર, મદાંધ, સમીસાંજ. **આદ્ય કે ઉપસર્ગ** (શબ્દની પેહેલાં ડાબા હાથે જોડાય તે)

**અ**—નહિ—જેમ અ—ખૂટ—ખૂટે નહીં તેવું. અ—શકય, અ—યોગ્ય, અ—મર અચળ, અભય, અખંડ, અધર્મ, અબળા, અસત્ય.

**અણ**—નહિ—જેમ અણ—સમજુ—સમજે નહિ તે. **અણઘટતું**—ઘટે નહીં તેવું. **અણધાર્યું**—ધાર્યા વિનાનું. અણબનાવ, અણ-રાગ, અણદાઠુ.

**અન**—નહિ, વિના—જેમ અનંત (અન+અંત)—અંત નહિ તે—**અનેક**—એકથી વધુ. **અનાદી**—આદિ વિનાનું. **અનાસ્થા**—આસ્થા વિનાનું, અનાચાર.

**અનુ**—સાથે, મળતું, પછી. જેમ—**અનુપાન**—સાથે પીવાનું. **અ-નુચર**—પાછળ ચાલનાર. **અનુક્રમ**—એક પછી એક, અનુસંધાન.

**અંતર**—મધ્યે, માંહે, વચમાં, જેમ અંત—પટ=માંહેનું પટ, અંત—ર્ધ્યાન=અંદર જતા રહેવું. **અંતર્ગોળ**—માંહેથી ગોળ, અંતઃકરણ—અંતર્દૃષ્ટી.

**અતિ**—બહુજ જેમ અતિ—નિદ્રા=બહુ ઉંઘ, **અત્યંત** (અતિ+અંત)—ઘણુંજ, અતિલોભ, અતિદુષ્ટ, અતિસુખ—મ.

**અધિ**—ઉપર, વધારે, બહુજ જેમ—**અધિ—પતિ**=ઉપરી રાજા. અધ્યક્ષ (અધિ+અક્ષ) અધિકારી, અધિકરણ, અધિભૂત.

**અપ**—નીચું, ઉતરતું, નઠારૂં, ઉલટું. **જેમ—અપ-માન**=માનથી ઉલટું. **અપકારક**—માઠું કરનાર. **અપભ્રશ**—ઉત્તરનો શબ્દ.

**અવ**—નીચું, નઠારૂં, ઓછું—જેમ—**અવ—ગુણ**=નઠારા ગુણ. **અવ**—

**દશા**=નઠારી દશા. અવકૃપા, અવગતિ, અવજોગ, અવતરવું.

**ઉપ**—પાસે, નાનું જેમ—**ઉપગ્રહ**—નાનો ગ્રહ. ઉપનામ, ઉપગુરૂ ઉપશિક્ષક, ઉપમંત્રી, ઉપનેત્ર, ઉપવન, ઉપવસ્ત્ર, ઉપકાર, ઉપસાગર, ઉપદેશ.

**અભિ**—ચોગમ, બહુ—જેમ અભિમાન, અભિપ્રાય, અભિષેક, અભિરામ, અભીયાગત, અભ્યાસ.

**ઉત**—ઉંચું, ચડતું—જેમ ઉત્તમ, ઉત્પન્ન, ઉત્કૃષ્ટ.

**ક, કુ**—નઠારૂં જેમ કપૂત, કમત, કજોડ, કછોરૂ, કુકર્મ, કુબોધ, કુપાત્ર, કુભાર્યા, કુપ્રતિ.

**ચો**—ચાર જેમ ચોગમ, ચોખૂણ, ચોમેર, ચોતરફ.

**દુ**—ખોટું, નઠારૂં જેમ દુર્ગંધ, દુર્બળ, દુર્દશા, દુર્જન, દુ-સંગ, દુઃખ, દુષ્કામ, દુષ્કર્મ.

**નિર, નિષ**—નહિ, વિના જેમ—નિ-સંશય, નિર્ધન, નિર્બળ, નિર્મળ, નિર્જીવ, નિષકપટ, નિષ્ફળ, નિષ્કામ.

**પર**—પારકું, બીજું—જેમ—પરદેશ, પરધર્મ, પરાધિન, પરલોક, પરકાયા, પરરાજ.

**પરા**—બહુ—જેમ—પરાજય, પરાક્રમ, પરાકાષ્ટા.

**પરિ**—ચોમેર, ઘણું, પૂર્ણ—જેમ—પરિમીતિ, પરિમાણ, પરિક્ષા, પરિતાપ, પરિપક્વ.

**પુનઃ**—પુનર, ફરીથી,—જેમ—પુનર્વિવાહ, પુનર્જન્મ, પુનરાવૃતિ, પુનર્લગ્ન, પુનઃસંસ્કાર.

**પ્ર**—વિશેષ, આગળ, બહાર, મોટું. જેમ—પ્રખ્યાત, પ્રમુખ, પ્રબલ, પ્રદર્શન, પ્રબળ, પ્રારંભ, પ્રમાણ, પ્રધાન, પ્રદીપ્ત.

**પ્રતિ**—ઉલટું, પાછું, સામું—જેમ—પ્રતિપક્ષી, પ્રતિવાદી, પ્રત્યુતર,

પ્રતિઅંગ. (દરેક) પ્રતિદિન, પ્રતિમાસ, પ્રતિવર્ષ, પ્રત્યય.

**વિ**—વિશેષ. જેમ–વિજય, વિજ્ઞાન. વિભાગ, વિખ્યાત, વિરૂ (વિના) વિધવા, વિક્રમ, વિસ્મૃતિ, વિમળ, વિયોગ, વિરામ.

**સ, સહ**—સાથે. જેમ સકુટુંબ, સકર્મક, સગુણ, સજાતિ, સજીવન, સહવાસ, સહકુટુંબ, સહગમન.

**સમ, કે સં**—સાથે, સારૂં, પુર્ણ, જેમ–સમર્થ, સમર્પણ, સંભવ, સંસ્કૃત, સંવાદ, સંગમ, સંબંધ, સંગત, સંરક્ષણ, સંતાપ.

**સુ**–સારૂં, જેમ–સુજન, સુપાત્ર, સુગંધા, સુબુદ્ધિ, સુકિર્તી, સુબોધ, સુરૂપ.

**સત્, સદ**—સારૂં–જેમ–સકર્મ, સદ્વસ્તુ, સદ્ગુણ, સદાચરણ.

**સ્વ**—પોતાનું. જેમ–સ્વદેશ, સ્વજાતિ, સ્વધામ, સ્વભાષા, સ્વરાજ્ય.

## ફારસી ઉપસર્ગ.

**કમ**—ઓછું, થોડું, નઠારૂં, જેમ–કમજોર, કમઅકલ, કમબખ્ત, કમનસિબ, કમજાત.

**ખુશ**—આનંદી. જેમ–ખુશમિજાજ, ખુશખબર, ખુશબો, ખુશબખ્તી.

**ખૂબ**—સારૂં, બહુ, જેમ–ખૂબસુરત, ખૂબમજા.

**ગેર**—વિના, નહિ. જેમ–ગેરફાયદે, ગેરહાજર, ગેરકાયદે, ગેરઇનસાફ.

**ના**—નહિ. જેમ–નાદાન, નાખુશ, નાહક, નામર્દ, નાપાક, નાપસંદ, નારાજી.

**બદ**—ખોટું, નઠારૂ, ખરાબ જેમ–બદચાલ, બદફેલ, બદસુરત, બદબો, બદશિકલ, બદદાનત.

**ને**—સારૂં, અદલ. જેમ–નેકરાજ, નેકઇનસાફ, નેકનામદાર.

**બે**—નઠારૂં. જેમ–બેશરમ, બેહદ, બેહાલ, બેઇમાન, બેઅદબ, બેડોળ, બેપરવા.

**લા**—(આરબી) નહિ. જેમ–લાઇલાજ, લાચાર.

**બિન**—(હિંદુસ્તાની) વિના. જેમ–બિન વસીલો, બિનઅપરાધ, બિનવારસ.

**પ્રત્યય**—(શબ્દને છેડે જમણે હાથે જોડવામાં આવેછે તેને પ્રત્યય કહે છે. )

**અક**—કરનાર. જેમ—ભક્ષક, દર્શક, બોધક.

**અણ**—જેમ—ચરણ, જમણ.

**અણી**—વાઢણી. ચારણી.

{ અણ, અણી, અણું, અણો. (નામ કરે છે.)

**અણું**—પારણું, બારણું.

**અણો**—ચોરણો, વાજણો.

**અત**—નામને કૃદંત કરેછે. જેમ—રમત, ગમત.

**અતર**—ગણતર, જણતર.

**અન**—મદન, વદન.

**આઈ**—મોટાઇ, વડાઈ, દુશ્મનાઇ.

ઇ—યોગી, બોલી, ચોરી.

ઇ, **ઓ**—દરિઓ, હરીઓ.

**ઉ**—ખેડુ, મનુ.

**આટ**—બૂમાટ, ચલકાટ.

**આટો**—ઘુમાટો, બટાટો.

**આણ**—ભંગાણ, મંડાણ.

**આણી**—ગોરાણી, ઠકરાણી.

**આમણ**—ભલામણ, ભરામણ.

**આરો, રી, રૂં**—ધૂતારો, ચૂનારો, રી, રૂ.

**આશ**—ખારાશ. નવરાશ.

**વાડ**—કાઠિયાવાડ, ઝાલાવાડ, મારવાડ.

**વો**—લાડવો, માંડવો.

**ત્ર**—પુત્ર, ક્ષેત્ર.

**લો**—બગલો, ઢગલો.

**જેમ વટ, ટો, ટી, ટુ**—તેમ વહીવટ, શાહવટ, ઘરવટ, ત્રંબાવટી, પંચાવટી, ચોવટો, વાવટો.

**વાળ**—રખવાળ, ગોવાળ, ખેડાવાળ.

**પાળ**—ગોપાળ,ભૂપાલ.

**ક**—ટાઢક, થાનક.

**કાર**—ગ્રંથકાર, લોટકાર, કુંભકાર.

**ગાળો**—કેરીગાળો, લિંબાગાળો.

**પણું, પણ**—બાળપણું, બાળપણ, શાણપણું, શાંણપણ.

**તા**—દુષ્ટતા, મિત્રતા, યોગ્યતા.

**ત્વ**—મહત્વ, દાસત્વ, જડત્વ, કવિત્વ.

### વિશેષણ કરનારા પ્રત્યય.

**આમણો, ણી, ણું**—જેમ-બિહામણો, ણી, ણું.

**આઉ**—જેમ-ચડાઉ, વેચાઉ.

**ઇ—(સંઇન ઉપરથી)** જેમ પ્રેમી, ગુણી-( નારી જાતીદર્શક ) પીળી, ગળી, ધોળી, મોંઘી.

**નાર, રો, રી, રૂં**—જેમ-ભજનારો, રી, રૂં, ચાળનાર.

**આલ, ળુ**—પ્રેમાળ, સુંવાળુ.

**ઈ, ઓ**—જોડીઓ, બળીઓ.

**કણો**—વઢકણો, ભૂલકણો.

**યેલ, ઇક, કો**—ચડીયેલ, ફરેલ, બાવિક, માર્મિક, લોકિક, પારશેરિકો, કણિકો.

**ઇતો, તી, તું**—દેખીતો, જાણીતો, માનીતો, તી, તુ.

**ઉ, આઉ**—ચડાઉ, કમાઉ, શુભેચ્છુ, હિતેચ્છુ, ભિક્ષુક, ચાબુક.

**ઈલો, લી, લું**—સ્વાદીલો, હઠીલો, જાતીલો.

**કો, કી, કું**—લાડકો, પારકી, પારકું.

ગરો, રી, રું—કલાગરો, કલાગરી, કલાગરું.
ડો, ડી, ડું—આપડો, શંકડી, ઢુકડું.
મય—પ્રીતિમય, જ્ઞાનમય, જળમય.
માન—નીતિમાન, શ્રીમાન.
મંત—ધીમંત, શ્રીમંત.
વંત—ગુણવંત, કુળવંત, ભગવંત.
વાન—ગુણવાન, ભગવાન, ગાડીવાન.
વાળો, ળી, ળું—ગાડીવાળો, ળી, ળું, ટોપીવાળો.
ળો, ળી, ળું—પાંગળો, પાંગળી, પાંગળું.
મો—આઠમો, બારમો.
આડ—(ક્રિયાપદ) જમાડ, પછાડ.
આવ—જેમ-બચાવ, ખપાવ.
ઇશ—થઇશ, રહીશ, બનીશ.
યો—થાકયો, પાકયો.

## ક્રિયા વિશેષણ અવ્યય.

ત્ર—સર્વત્ર, એકત્ર, અત્ર.
ધા—બહુધા, કોટીધા, લક્ષધા, નવધા,
થા—સર્વથા, યથા, તથા.
દા—એકદા, તદા, યદા.

## ફારસી પ્રત્યય.

ખાનું—ઠેકાણું. જેમ-હાથીખાનું, તોપખાનું, હમામખાનું.
ખોર—કરનાર. જેમ-દગાખોર, હરામખોર, શેખીખોર.
ગર—કરનાર. જેમ-ચૂડગર, ડબગર, જાદુગર.
ગાર— „ જેમ-ગુનેગાર, મદદગાર.
ગીર—લેનાર, જીતનાર. જેમ-જહાંગીર, તમાસગીર, દસગીર.

**ચી**—રાખનાર—જેમ પખાલચી, તોપચી, ખજાનચી.
**દાન, ની**-રાખવાની, જેમ-કદરદાન, કલમદાન, ગુલાબદાની, પાનદાની.
**દાર**—વાળો-જેમ-વહીવટદાર, કામદાર, આબરૂદાર.
**બાન**- ,, જેમ-મેહેરબાન, ગુલબાન.
**વાર**— ,, વિગતવાર, તપસીલવાર, ઉમેદવાર.
**મંદ**— ,, અકલમંદ, દાનેશમંદ, દોલતમંદ.
**બાજ**—કરનાર. જેમ-નજરબાજ, દગાબાજ, અકલબાજ.

## વર્ણવિચાર.

૧—કંઠ, તાળુ, મૂર્દ્ધા, દાંત, હોઠ, એ માણસનાં વાણી સ્થાનક છે. એવડે **જીભ** અને **શ્વાસની** સાથે આપણે ઘણા ઉચ્ચાર કરી શકીએ છીએ. એ ઉચ્ચાર લખવાને જે ચિન્હ યોજેલાં છે, તેને અક્ષર કે વર્ણ કહે છે. ગૂજરાતીની મૂળ ભાષા સંસ્કૃતમાં **પર** બાવન અક્ષર પર છે.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, લૄ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ, ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ, ક્ષ, જ્ઞ. (પર)

એમાંના ઋ, ૠ, લૃ, લૄ, ઙ, ઞ, ગૂજરાતીમાં વપરાતા નથી. અંગ્રેજીમાં z માટે ગૂજરાતીમાં **ઝ** લખે છે.

૨—**અક્ષર**ના બે ભેદ છે (૧) સ્વર (૨) વ્યંજન. કોઈની સહાય વિના સ્પષ્ટ ઉચ્ચાર થાય તે **સ્વર** સ્વરની વિના જેનો ઉચાર થતો નથી તે **વ્યંજન**

**સ્વરમાં** અ, ઇ, ઉ. (**લઘુ**) આ, ઈ, ઊ, (**ગુરૂ**) એ, ઐ, ઓ, ઔ (સંધી છે).

૩—**ઘોષ, અઘોષ** વિષે—છાતીપર હાથ રાખ્યા વિના જે ઉચ્ચાર

થાય તે **અઘોષ**. અને દાબ રાખેથી જે બોલાય તે **ઘોષ** છે.

**અઘોષ**—ક, ચ, ટ, ત, પ, ખ, છ, ઠ, થ, ફ, શ, ષ, સ, ક્ષ, (૧૪)

**ઘોષ**—ગ, જ, ડ, દ, બ, ઘ, ઝ, ઢ, ધ, ભ, ઙ, ઞ, ણ, ન, મ, ય, ર, લ, વ, હ, ળ જ્ઞ, (૨૨) ઘોષાક્ષરમાં બધા સ્વર ગણેલાછે.

૪—**અલ્પપ્રાણી, મહાપ્રાણી, અનુનાશિક** વિષે.

અલ્પપ્રાણીને બોલતા શ્વાશ થોડો, મહાપ્રાણીને અધિક, ને અનુનાશિક નાકમાથી બોલાય છે.

(૧) **અલ્પપ્રાણી** . ચ, ટ, ત, પ, ગ, જ, ડ, દ, બ, ય, ર, જ્ઞ, વ, ળ. (૧૫)

(૨) **મહાપ્રાણી**—ખ, છ, ઠ, થ, ફ, ઘ, ઝ, ઢ ધ, ભ, શ, ષ, હ. (૧૪)

(૩) **અનુનાસિક**—ઙ, ઞ, ણ, ન, મ, (૫)

૫—**વાણીસ્થાનના** પાંચ વર્ગ છે—(૧) કંઠ (૨)તાલુ (૩) મૂર્દ્ધા, (૪) દંતસ્થાન, અને (૫) ઓષ્ટસ્થાન. તેમાં સ્વર પણ આવે છે.

ઉપરના સર્વે વિષયોનો સાર નીચેના કોઠામાં આણેલો છે.

**અક્ષરનું કોષ્ટક. વ્યંજન. સ્વર.**

| | અઘોષ. | ઘોષ. | અઘોષ. | | | | | | [illegible] | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | ઘોષ. | | |
| | અલ્પપ્રાણી. | મહાપ્રાણી. | અલ્પપ્રાણી. | મહાપ્રાણી. | અનુનાસિક. | ઘોષ. | | અઘોષ. | લઘુ | ગુરૂ | સંધીસ્વર. |
| કંઠસ્થાની. | ક | ખ | ગ | ઘ | ઙ | હ | ૦ | ૦ | અ | આ | એ, ઐ. |
| તાળુસ્થાની. | ચ | છ | જ | ઝ | ઞ | ય | ૦ | શ | ઇ | ઈ | |
| મૂર્દ્ધાસ્થાની. | ટ | ઠ | ડ | ઢ | ણ | ર | ળ | ષ | ઋ | ૠ | |
| દંતસ્થાની. | ત | થ | દ | ધ | ન | લ | વ† | સ | ऌ | ॡ | |
| ઓષ્ટસ્થાની. | પ | ફ | બ | ભ | મ | ૦ | ૦ | ૦ | ઉ | ઊ | ઓ, ઔ. |

વ દંતોષ્ટ. એ, ઐ કંઠતાલવ્ય. ઓ, ઔ કંઠોષ્ઠય છે. કથી મ સુધી **સ્પર્શાક્ષર.** ય, ર, લ, વ, ળ, **અંતસ્થ.** શ, ષ, સ, હ, **ઉષ્મા. અં** અનુસ્વાર. **અઃ વિસર્ગ** છે. **ક્ષ, જ્ઞ** જોડાક્ષર છે.

**સંધિ,** (સં, સાથે. ધિ–ધરવું)=સાથે રાખવું, સંધાવું. પેહેલા શબ્દના **અંત્યાક્ષર**માં બીજા શબ્દનો **આદ્યાક્ષર** ભળ્યાથી નવો અક્ષર થાય છે, તેને **સંધિ** કહે છે. સંધિના ૪ ચાર પ્રકાર છે. (૧) સ્વર સંધિ, (૨) અનુસ્વાર સંધિ, (૩) વિસર્ગ સંધિ (૪) વ્યંજન સંધિ.

**સ્વરસંધિ**—શબ્દનાઅંત્યાક્ષરના સ્વરમાં આગળના અદ્યાક્ષરનો સ્વર **મળીને સ્વરસંધિ** થાય છે.

**અ** (૧)

અ+અ=આ (પરમ+અર્થ=પરમાર્થ,)(પકવ+અન=પકવાન=મિષ્ટાન,)

અ+આ=આ (દેવ+આલય=દેવાલય) હિમાલય, સુખાસન, નિરાશ, વિશ્વાધાર, પરમાનંદ, પ્રારંભ મધાકર્ષક, પરાધિન.

અ+ઇ,ઈ=એ. (હિત+ઇચ્છા=હિતેચ્છા) સ્વેચ્છા, પરમેશ્વર, જડેશ્વર, સોમેશ્વર, વિશ્વેશ, નરેશ, દેવેંદ્ર.

અ+ઉ,ઊ=ઓ. (સૂર્ય+ઉદય=સૂર્યોદય)પ્રશ્નોતર, પરોપકાર, મદોન્મત્ત, મધ્યોત્સારી, અન્નોદક.

અ+એ,ઐ=ઐ. (એક+એક=એકૈક.)(પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય.)

અ+ઓ, ઔ=ઔ. (ગુણ+ઓઘ=ગુણૌઘ) પાપૌઘ, (પરમ+ઔષધ=પર મૌષધ.)

અ+ઋ=અર. (દેવ+ઋષિ= દેવર્ષિ,) રાજર્ષિ.

**(૨) આ**

આ+અ,આ=આ.(વિદ્યા+અર્થી=વિદ્યાર્થી,)(મહા+આલય=મહાલય,)

આ+ઇ, ઈ=એ—(મહા+ઇંદ્ર=મહેંદ્ર.) (ધરા+ઇંદ્ર=ધરેંદ્ર,) મહેશ.

આ+ઉ, ઊ=ઓ (ગંગા+ઉદક=ગંગોદક,) મહોત્સવ, ગંગોર્મી, સદોદિત.

(૩) ઈ

ઈ+અ=આ, ય, યા. (અતિ+અંત=અત્યંત.) પ્રત્યય. ઇત્યાદી. પ્રત્યેક વ્યુત્પત્તિ, પ્રત્યુત્તર.

ઇ+ઇ, ઈ=ઈ, (અતિ+ઇચ્છા=અતીચ્છા.) (આદિ+ઇશ્વર=આદીશ્વર.) કવીશ્વર, પરીક્ષા.

(૪) ઉ

ઉ+અ=આ વગેરે=અસવર્ણ,વ,વા, વગેરે. મનુ+અંતર=મન્વંતર મન્વાદી, બબ્હીચ્છા, બબ્હીશ્વર.

ઉ+ઉ, ઊ=ઊ. ભાનુ+ઉદય=ભાનૂદય, સિંધૂર્મિ, બહુક્તિ.

## વિસર્ગસંધિ.

(૧) વિસર્ગની આગળ સ્વર અથવા ઘોષવ્યંજન આવેતો ર થાય છે. જેમ–નિ+અર્થ=નિરર્થ, નિ+આધાર=નિરાધાર, નિરિચ્છા, નિરીક્ષા, નિરૂપાય, નિરંતર, નિર્જળ, નિર્દય, નિર્દોષ, નિર્ધન, નિર્બળ, નિર્ભય, નિર્મળ, નિર્લજ, દુર્ગુણ, દુર્જન, દુર્દશા, દુર્બળ. ઈ.

(૨) વિસર્ગ આગળ **ચ, શ** આવે તો વિસર્ગનો **શ** થાય છે નિઃ+ચળ=નિશ્ચળ. નિઃ+ચિંત=નિશ્ચિંત. નિઃ+શેષ=નિશ્શેષ. નિઃ+શક્તઃ=નિશ્શક્ત. જ્યોતિ+શાસ્ત્ર નિશ્શ્વાસ, નિશ્ચય.

(૩) વિસર્ગ આગળ ક, ખ, પ, ફ, ટ, ઠ, આવેતો વિસર્ગનો **ષ** થાયછે. નિઃ+કપટ=નિષ્કપટ, નિષ્કલંક, નિષ્કાર્ય, નિષ્પાપ, નિષ્ફળ, નિષ્ઠુર, દુષ્ટ, દુષ્પાચ્ય, દુષ્કાળ, ઈ.



# व्याकरण.

વ્યાકરણ એટલે શુદ્ધ બોલવા લખવાનું શાસ્ત્ર-**વિભક્તિ-ને** પ્રત્યયને માટે, સારૂ, કાજે વગેરે શબ્દયોગી અવ્યય લાગેલા હોય કે લગાડી શકાય, તો **ચોથી** વિભક્તિ; નહીંતો બીજી જાણવી.

**આઠમી** વિભક્તિ **સંબોધન** કહે છે, તે સ્તુતિ કે આજ્ઞાર્થમાં વપરાય છે, તે સમે તેની પેહેલાં કેવળપ્રયોગી અવ્યય લગાડી શકાયછે. હે! **ભીમા**, ઝટ આવ. અરે! **છોકરા**, ધ્યાન રાખ. હે **દેવ**! અહો **મહારાજ**! એ નામની **સંબોધન** વિભકિત છે.

**સર્વનામ-પોતે, પંડે** એ ત્રણેપુરૂષમાં વપરાય છે, પણ એ નામને બદલે આવે ત્યારે ત્રીજો પુરૂષ થાય છે. કોણ એ ત્રીજો પુરૂષછે.

**અમે, આપણે, તમે**—એ શબ્દો પેહેલી ને ત્રીજી વિભકિતના બહુ વચનમાં વપરાયછે. તેઓનું એક વચન કરી જોયાથી કે તેને ઠેકાણે નામ મુકયાથી, **હું તું** થાયતો પેહેલી, ને **મેં, તેં** થાયતો ત્રીજી વિભકિત જાણવી.

**અમે, તમે** કે **આપણે** લાડુ જમ્યા. એમાં **અમે, તમે, આપણે** પેહેલી વિભકિતમાં છે. કેમકે તેનું એક વચન **હું, તું** થાયછે.

**અમે, તમે, આપણે** લાડુ ખાધા. એમાં **અમે, તમે, આપણે** ત્રીજી વિભક્તિમાં છે. કેમકે તેનું એક વચન **મેં, તેં** થાયછે. **અમે** પેહેલા પુરૂષનું બહુ વચન છે. ને **આપણે** પેહેલાને બીજા પુરૂષનું બહુ વચન છે.

**મારે, તારે, અમારે, તમારે** એ બીજી, ત્રીજી, ચોથી વિભકિતમાં વપરાય છે. **મારે** નામે આપજે, **તારે** ઘેર આવીશ. (બીજી)

* **મારે** જવું, **તારે** નીલકંઠે જવું કે વાંચવું (ત્રીજી) **મારે** સારૂ, **તારે** માટે, **તમારે** કાજે (ચોથી) કેમકે એમાં શબ્દયોગી અવ્યય સાથે લાગે છે.

**તે** નું વ્યાકરણ–જો એકલો **તે** આવેતો સર્વનામ. જેમ **તે** હમણાં આવ્યો. (૨) નામની સાથે આવેતો વિશેષણ થાય. જેમ **તે** ઘર નવું છે. (૩) બે વાકયનો સંબંધ બતાવે તો કારણદર્શક વિશેષણ થાય. જેમ દીવો કર્યો, **તેથી** અંધારૂ ટળ્યું. (૪) ઉભયાન્વયી અવ્યય જે-મ–પગથી **તે** માથા સુધી, લીંબડીથી **તે** વાંકાનેર લગી. એમાં **તે** ઉભયાન્વયી અવ્યય થાય. **વિશેષણ**–વિશેષ, ગુણ, કે સંખ્યા બતા-વનાર શબ્દ જેમ–મેહેરબાન, સાહેબ, મુરબ્બી, વડીલ, રાજેશ્રી, આ-જમ, એ બીજા પ્રકારનાં વિશેષણ છે.

**વિશેષણ**–ક્રિયાપદ કે અવ્યયનો ગુણ બતાવે ત્યારે તે **ક્રિયાવિ. અવ્યય** થાયછે જેમ–ગાડી **ધીમે** હીંડે છે, પાણી **ઘણે છેટે** મળેછે.

જે વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે તેનું પદચ્છેદ ક્રિ. વિ-શેષણ કરવું, પણ **છે, હો, થા,** વગેરે ક્રિયારહિત ધાતુનો ગુણ બતાવે તો વિશેષણ કરવું. જેમ તે કામ સરસ કે સારૂં કર્યું. (ક્રિ. વિ.) તે કામ સરસ કે સારૂં થયું (વિશેષણ) **ક્રિયાપદ**–ધાતુ એટલે ક્રિ-યાપદનું ટુંકું રૂપ. તે શોધવા સારૂ ક્રિયાપદને **તું** પુછી આજ્ઞાર્થ મૂ-કવો. જેમ–જાય છે, બેસતું, ખાધુ, લખત, ઉઠશે, (એ ક્રિયાપદને તું પૂછી હુકમ કરતાં) તું–જા–બેસ–ખા–લખ–ઊઠ– એ ધાતુ નીકળે છે.

ધાતુના બે પ્રકાર છે. ધાતુ ઉપર **"નાર, કોણ"** તથા **"વાનું,**

---

* એ બદલ નામ મૂકી જોતાં તેને જે વિભક્તિ લાગે તે વિ-ભક્તિ **મારે, તારે** વગેરેની કહેવી.

**શું**" પૂછતાં બન્નેનો જવાબ એકજ આવે તો **અકર્મક** ને જૂદા જૂદા આવે તો **સકર્મક** થાય.

**મૂળધાતુને** કાળના પ્રત્યય લાગે ત્યારે **મૂળભેદ**, અને મૂળધાતુ મરડાઈને તેને કાળના પ્રત્યય લાગે ત્યારે **શક્યભેદ** થાય છે. જેમ- પડ, બેસ, જા, લખ, વાંચ, ખા, પી, એ **મૂળભેદ**. અને પડાય, બેસાય, જવાય, લખાય, વંચાય, ખવાય, પીવાય એ **શક્યભેદ** છે.

**છ** ધાતુ વર્તમાનકાળમાંજ થાય છે.

**હો**, ને **સૂ** ધાતુને અનિમીતભૂત થતો નથી, તેમને **તો, તી તું** લાગે તો ભૂતકાળ થાય.

**બી** ધાતુને ભૂતકાળમાં બીનો-ની-નું અને ધો-ધી-ધું-થાયછે.

**નાસ, પેશ, બેસ, દેખ** વગેરે ધાતુને ભૂતકાળમાં ઠો, ઠી, ઠું પ્રત્યય લાગે છે.

**ખા, પી, લે, દે** વગેરે ધાતુને ભૂતકાળમાં ધો, ધી, ધું, પ્રત્યય લાગેછે.

**ક્રિયાપદને** તેના ક્રિયાનાથ પ્રમાણે જાતી, વચન, ને પુરૂષ લાગે છે, ને **ક્રિયાનાથ** પ્રયોગ પ્રમાણે થાય છે. (૧)

**કર્તાને** પેહેલી વિભક્તિ હોય ત્યારેજ **કર્તરી પ્રયોગ** થાય છે. (વિધિવર્તમાનકાળમાં કર્તરીપ્રયોગ થાય નહીં) (૨) સકર્મક ક્રિયાપદ, મૂળભેદ, કર્તા ત્રીજી વિભક્તિમાં ને વિધિવર્તમાનકાળ, કે ભૂતકાળ હોય તોજ **કર્મણી પ્રયોગ** થાય-જેમ-નીલકંઠે પાઠ **કરવો**, લલ્લુએ રોટલો **ખાધો**, પાણી **પીધું** વગેરે એ સમયે ક્રિયાપદને **કોણે** પૂછતાં કર્તા ત્રીજીમાં આવે છે. (એ બે શિવાય બીજા કોઈ કાળમાં કર્મણીપ્રયોગ થાય નહીં).

**અકર્મક** ક્રિયાપદ મૂળભેદ, કર્તા ત્રીજીમાં ને વિધિવર્તમાનકાળ હોય ત્યારે **ભાવેપ્રયોગ** થાય.

**ભાવેપ્રયોગ** ત્રીજો પુ૰ નાન્યતરજાતિને એક વચનમાં આવે જેમ-તમારે રહેવું, બેસવું, ઉઠવું, જવું, વગેરે.

કોઈ વખત ખરો કર્તા ન જણાય, ત્યારે **ભાવકર્તા ને ભાવે પ્રયોગ** થાય છે. જેમ-પેટમાં દુખે છે, મને અમદાવાદમાં ગમે છે.

**સકર્મક** ક્રિયાપદને **અકર્મક** કરવાની રીત એ છે કે—તેને **મૂળભેદ**માંથી **શકયભેદમાં** લઈ જવું. મૂળભેદનું સકર્મક ક્રિયાપદ શકયભેદમાં આવે ત્યારે, પ્રથમનો કર્તા કારણ રૂપે તથા ક્રિયાનાથ પાંચમી વિભક્તિમાં, અને કર્મ હોય તો શકયભેદમાં કર્તા થાય. જેમ-દુર્ગાશંકર અક્ષર લખે છે એનો **શકયભેદ**-દુર્ગાશંકરથી અક્ષર લખાય છે, એનો પ્રયોગ **કર્તરી** થાય.

**મૂળભેદનું** અકર્મક ક્રિયાપદ **શકયભેદમાં** આવે તો, ક્રિયાપદનો કર્તા ભાવ. તે **ભાવેપ્રયોગ** થાય. અને પ્રથમનો કર્તા કારણ થાય. જેમ-જાઉં છું એનો શકયભેદ મારાથી જવાય છે. બેસાયું, ઉડાયું, ખસાશે. એ ઠેકાણે ત્રી. પુ. નાન્ય. જાતિ ને એકવચન કહેવું.

**અકર્મક ધાતુ**—છ, હો, થા, જા, સુ, બી, આવ, રહે, ઉઠ, બેશ, પેશ, ચાલ, હીંડ, ખશ, ભમ, કુદ, દીપ, ગર, દુખ, ડૂબ, સડ, બચ, વસ, ફળ, તપ, જપ, તર, ભટક, રખડ, રઝળ, ઉછળ, ખર, પ્રકાશ, વગેરે.

**સકર્મક ધાતુ**—લે, દે, ખા, પી, જો, કર, આપ, લખ, વાંચ, વેચ, છોલ, કાપ, ઝાલ, રાખ, ભણાવ, પીરસ, પાડ, પડાવ, છપાય, ઝલાવ, પરોવ, રમાડ, વગેરે. **સકર્મક ને અકર્મક** બન્ને રૂપે થાય તેવા ધાતુ—વહે, ફળ, ફુંક, મળ, હસ, વગેરે, એ સમે તેના અર્થ ઉપર નજર રાખવી. જેમ- પાણી વહેછે, ઝાડ ફળે છે, પવન ફુંકે છે, દૂધ મળે છે, તે અમસ્તો હસે છે, એમાં **અકર્મક** ધાતુ છે.

અને બળદ ભાર વહે છે, દેવ ભકતને ફળે છે, લલુ હરિને મળે છે. રાજારામ શંભુને હસે છે. એમાં **સકર્મક** ધાતુ છે. **ભુતકાળે** કર્તરી પ્રયોગ થાય તેવા **સકર્મક** ધાતુ જેમ—બોલ, જાણ, શીખ, શ- ભજ, લાવ, જમ, ચુક, અડક, વળગ, પામ, ઇત્યાદિ—

**કર્તા** પોતે કામ ન કરતાં બીજા પાસે કામ કરાવે એટલે પ્રેરણા કરે છે. ત્યારે **પ્રેરકભેદ** થાય છે. એટલે ધાતુ ઉપર આવ, આડ, આવરાવ, વગેરે પ્રત્યયો લાગી તેનાં રૂપ થાય છે. જેમ–જમાડ, નસાડ, ખવાડ, ખવરાવ, મુકાવ, લખાવ, લખાવરાવ વગેરે.

**પ્રેરકભેદ**—હમેશાં સકર્મક થાયછે, માટે અકર્મક ધાતુને સકર્મક કરવી હોય તો તેને **પ્રેરકનું** રૂપ આપવું.

**કૃદંત વિષે**—કૃદંત ત્રણ જાતનાં છે. **નામ, વિશેષણ, અવ્યય.**

**કૃદંત નામના પ્રત્યય**—વો, વી, વું, નારો, નારી, નારૂં, નાર.

એમાં **વા** કે **વાને**—લાગે તો ચોથી વિભક્તિ કહેવી.

**કૃદંત વિશેષણના**—ભૂતકાળના તથા અનિયમીત ભૂતકાળના બધા પ્રત્યય અને એલો, એલી, એલું વગેરે.

**કૃદંત અવ્યયના**—ઇ, ઇને, તાં.

**કૃદંતનામ**—અને **કૃદંત વિશેષણને** જાતી, વચન, વિભક્તિ. કહેવાં. ઇ, અને **તાં** પ્રત્યયનું રૂપ તેનાં વિશેષણ પ્રમાણે ફરે તો **કૃદંત વિશેષણ** થાય. નહિંતો **કૃદંત અવ્યય.** જેમ ગંગા આવી હતી (કૃ. વિ.) ચોપડી લખી ગયો. (કૃ. અ.) બકરાં ચારો **ચરતાં** હતાં (કૃ. વિ.) તે કામ **કરતાં** ઉંઘી ગયો. (કૃ. અ.)

**નાર**, નારો, નારી, નારૂં–પ્રત્યય એકલા આવે તો **કૃદંત નામ** ને વિશેષ્ય હાજર હોય તો **કૃદંત વિશેષણ.**

**કરીને**—તમે કામ **કરીને** આવજો. (કૃ. અ.) છરીએ **કરીને**

કપાયું. શીવો **કરીને** છોકરો હતો. (શબ્દ, અ.)

**કરતાં**—બૈરાં વાત **કરતાં** હતાં (કૃ. વિ.) છોકરાં પાઠ **કરતાં** (ક્રિયા) આ કરતાં તે સારૂં છે (શબ્દ. અ.) કેમકે તે મુકાબલો બતાવે છે.

**અવ્યય**—ઉભયાન્વયી અવ્યય એ શબ્દને વાકયને જોડે છે જેમ—અને, અથવા, તો, પણ, કેમકે, પરંતુ, તથા **પણ**—એ વાકયને જોડે કે ખાત્રી બતાવે તો **ઉ. અ.** જેમ તેણે લખ્યું **પણ** વાંચ્યું નહીં. વાકયોની વચમાં આવે તો **ક્રિ. વિ. અ.** જેમ—હું ગયો ને કામ **પણ** કર્યું. તે ચાલ **પણ** સારો છે.

**તો**—ઉપર પ્રમાણેજ થાય છે, જેમ—તમે આવશો **તો** તે મળશે. (ઉભ. અ.) આ**તો** અમારો ચાલ છે. (ક્રિ. અવ્યય).

**માટે**—એ વાકયના સંબંધમાં વપરાય તો ઉભયાન્વી અવ્યય. જેમ—હમણાં તાપ પડે છે **માટે** બહાર ન જશો. હું આવુંછું **માટે** બેસો. શબ્દની સાથે આવીને **ચોથી**નો પ્રત્યય લાગી શકે તો શબ્દ-યોગી અવ્યય, જેમ—ગાયને **માટે** ખડ લાવો. તમારે **માટે** હું કહીશ.

**જે**—જોડવાનું કામ કરે અથવા તેને બદલે કે મૂકાય તો ઉભયા-ન્વીયી અવ્યય. જેમ—વિનંતી **જે—કે** લખવાનું એ છે **જે—કે.** નહીં તો વિશેષણ થાય. જેમ **જે** કામ, **જે** વાત.

**જો**—પેહેલા વાક્યને **જો** ને બીજા વાકયને તો પ્રારંભ મૂકાય તો **જો, તો** એ બન્ને ઉભ. અ. જેમ—જો તમે આવશો **તો** તે મ-ળશે. નહિ તો ક્રિયાપદ. જેમ આ છબી તું **જો.**

**કેવળપ્રયોગી અવ્યય**—હરખ, શોકના ઉદ્‌ગાર સાથે શબ્દ છૂટો બોલાય. જેમ વાહ ! આ કેવી મજાની ચોપડી છે. દાખલા. અધધધ. ઓ, અરે, શાબાશ, ધન્ય, હરિ હરિ, ધિક્ક, આહા, છિદ, હઉં, હે, હો, રામરામ, જે જે ? વગેરે.

**શબ્દયોગીઅવ્યય**—શબ્દની સાથે હોઇને જેની પેહેલાં છઠ્ઠીનો કે ચોથીનો પ્રત્યય લાગી શકે તે–જેમ–ઉપર, આસપાસ, અગાઉ, વિના, વડે, તરફ, ગમ, બદલે, શિવાય, વિષ, વચ્ચે, માંહે, ભણી, વગેરે.

ઠેકાણું બતાવનારા પ્રત્યયને છઠ્ઠી લાગે તો શબ્દયોગી નહિતો તે ક્રિયાવિશેષણ અવ્યય થાય. જેમ–સવાર **આગળ** ગયો ને ગાડી **પાછળ** રહી (ક્રિ. વિ. અ.)

મારી **પાછળ** ને શીગરામની **આગળ** તે હતો (શબ્દ. અ.)

**ક્રિયાવિશેષણ અવ્યય**—વેળા, ઠેકાણું, નકાર, ને ક્રિયાનો ગુણ દેખાડે છે. જેમ–ક્યારે, જ્યારે, અહીં, એટલામાં, અત્યારે, પોર, વારંવાર, હમેશાં, દરરોજ, (વેળા. બ.) અત્યારે, ઊપર. નીચે, તળે, માંહે, મધ્યે, વચ્ચે (ઠેકાણું. બ.) આમ, એમ, કેમ, જેમ, તેમ, બસ. (રીત. બ.) ન, નહિ, ના, માં (નકાર. બ.) પેદા, ઉત્પન્ન, સ્વાધિન, તાબે, પ્રગટપણે, તેવામાં, અધવચ, એકદમ, જાહેર, પસંદ, શાબિત, લગભગ, ઘણું કરીને, પરસ્પર, આસ્તે, વગેરે.

**કીધો, ધી, ધું,**—નો ધાતુ **કહે** તથા **કર** થાય છે, જેમ–મેં મોઢેથી બહુ **કીધું**, તેણે કાંઇ ન **કીધું**, વાત **કીધી**, વચન **કીધું**. (એમાં **કહે** ધાતુ છે) વાળું **કીધું**, રસોઈ **કીધી**, પાઠ તૈયાર **કીધો** (એમાં **કર** ધાતુ છે).

**પરચુરણ**—લાવો, આવો, બતાવો, **શીખવો** એ વિધિવર્તમાન નથી, પણ એમાં ધાતુમાં **ઓ** પ્રત્યય છે. તેથી તે અનિયમિત વર્તમાનકાળ છે. **ઉભો, થયાં**–એ કૃદંત વિશેષણ ને ક્રિયાપદ. જેમ તે ત્યાં જઇને **ઉભો** (ક્રિયા.) હું પણ ઉભો હતો (કૃ. **વિશે.**) લોઢું એકઠું **થયાં** કરે છે (કૃ. વિ.) પાંચ કામ પૂરાં **થયાં** (ક્રિયા.)

**કરે છે, કરત**—એ સકરમક ને અકરમક બંને થાય છે. લોઢું

એકઠું થયાં કરે છે; કરત. બરફ પડયા કરેછે,—કરત-વખત ફર્યા કરેછે, કરત. (એ અકર્મક ક્રિયાપદ છે).

છોકરો કામ કરેછે, કરત. વાત કરેછે, કરત. (એ સકર્મક છે.)

**અવ્યય** ને છઠ્ઠી વિભક્તિ લાગીને તેની પાસે નામ આવે ત્યારે તે અવ્યયનું રૂપ **વિશેષણ** થાય છે. જેમ માંહેનો ભાગ, ઉપરની છત, આગળનો દેખાવ. વગેરે.

———:o:o:———

# देशी हिसाब.

## ઘઉં ઓરવાના હિસાબની રીત.

(૧) જેટલા શેર ઘઉં કહ્યા હોય તેનો અને **ઉભ**ના વસાનો ગુણાકાર કરવો. પછી તે ગુણાકારને **ચાસ**ને અઢીગણા કરી, તે વડે ભાગવા. જે ભાગાકાર આવશે તેટલા રૂપિયાભાર દરવળામણના ઘઉં થશે. (મણના અંકથી શેરનો, અને શેરના અંકથી રૂપિયા ભારનો જવાબ આવશે.)

દા. ૧—ત્રીસ વસા ઉભનું ખેતર છે, ત્યારે દર વિઘે ૦ાા મણને હિસાબે દરવળામણે કેટલા ઘઉં ઓરવા? વસા ૧ ના **ચાસ** ૬.

રીત—$\frac{૩૦\times૦ાાા}{૬\times૨ાા}$=૧ાા શેર જવાબ.

દા. ૨—પચાસ વસા ઉભ ખેતરમાં દર વિઘે **૨૫ શેર**ને હિસાબે કેટલા ઘઉં ઓરવા? વસા ૧ ના **ચાસ ૮.**

**રીત**—$\frac{૫૦\times૨૫}{૮\times૨ાા}$= ૬૨ાા રૂ.ભાર દોઢ શેરને **અધોળ જ.**

## વ્યાજ ગણવાની રીત.

(૧) રૂપિઆને મહિનાના ગુણાકારને **સર** કહે છે.

(૨) રૂપિઆને દિવસના ગુણાકારને ત્રીશે ભાગે ત્યારે **સર** આવે. અથવા ગુણાકારનો જમણો એક અંક કાપી, બાકીનાને ત્રણે ભાગે તો **સર** આવે. તેમજ ગુણાકારની જમણી બાજુ એક મીંડું ચડાવી, ત્રણે ભાગતાં **દોકડા** આવે. એ ત્રણે રીત કરતાં ગુણાણાકારને **સાડા સાતનો પા** એ રીતે ગણતાં સેહેલથી **સર** આવશે.

(૩) મુદલ, મુદત, ને તેરીખ એ ત્રણેના ગુણાકારથી **વ્યાજ** આવે.

(૪) તેરીખમાં **ટકા** હોય તો વ્યાજ **દોકડા** આવે ને આના હોય તો **બદામો** આવે.

(૫) મુદલ, તેરીખના આના, ને મુદતના મહિનાનો ગુણાકાર બદામ આવે. અને દિવસ હોય તો **ત્રીસે** ભાગે ત્યારે બદામ આવે.

(૬) જવાબમાં દોકડાની રકમ મોટી હોય તો **જમણી** તરફના બે અંક દોકડા સમજી બાકીના **રૂપિઆ** જાણવા. અને બદામોની રકમ મોટી હોય તો, જમણી બાજુના બે અંક બદામ સમજી બાકીના **આના** થશે.

(૭) વ્યાજના હિસાબમાં પાંતી બેસાડીને કે છેદ ઉડાડીને ગુણવાથી સુગમ પડશે.

દા. ૧ લો. ૨૨ રૂ. ૮ મહિના રહ્યા તો ૦॥। ટકાનીતેરીખે વ્યાજ શું થશે. ?

**રીત**—૨૨×૮×૦॥।=૧૩૨ દોકડા=૧રૂ. ૭ દોકડા જવાબ.

દા. ૨ જો—૧૫ રૂ. ૬ મહિના રહ્યા ૧૦ આનાની તેરીખે વ્યાજ શું?

૧૫×૬×૧૦=૯૦૦ બદામના ૯ આના.

**રીત**—૧૫×૧૦=૧૫૦ બદામનો ૧॥ આનો ×૬=૯ આના જ.

દા. ૩ જો—૨૦ રૂ. ૮ દિવસ રહ્યા ૧॥ ટકાની તેરીખે વ્યાજશું?

$\frac{\text{૨૦×૮×૧॥}}{\text{૩૦}}$=૮ દોકડા જવાબ.

**સમજ**—૨૦×૧॥=૩૦÷૩૦=૧×૮=૮ દોકડા.

દા. ૪ થો—૩૫ રૂ. ૪ દિવસ રહ્યા ૯ આનાની તેરીખે વ્યાજશું?

$\frac{૩૫\times૪\times૯}{૩૦}$=૪૨ બદામના રાા દો. ૨ બદામ જવાબ.

**સમજ**—ત્રણેનો ગુણાકાર ૧૨૬૦ બદામ આવ્યો. તેમાંથી જમણી તરફનું મીંડું કાપતાં **૧૨૬** રહ્યા. તેને ત્રણે ભાગતાં ૪૨ બદામ આવી. અથવા ઉપરનાં ત્રણ પદમાંથી નીચેના ૩૦ અંક સાથે છેદ ઉડાડતાં જવાબ આવશે.

## હુંડીના હિસાબની રીત.

હુંડી લેતાં રૂા. ૯૭ ભરવાથી દેશાવર ઉપર રૂા. ૧૦૦) ની હુંડી મળે તો ત્રણ ટકા અંદર ભાવ થયો. અને રૂા. ૧૦૨ ભરવાથી રૂા. ૧૦૦) ની હુંડી મળે તો બે ટકા ઉપર ભાવ જાણુવો.

રૂપિઆ ભરી હુંડી કરાવનારને ઉપર ભાવે નુકશાન, અને માંહે ભાવ હોય તો ફાયદો.

જેટલા રૂપિઆની હુંડી કરાવીને તેના **કેટલા રૂપિઆ ભરવા** એ કાઢવું સહેલું છે, પણ ગમે તેટલા રૂા. ભરીને તેનો હુંડીનો આંકડો નક્કી કરતાં ગણવું કઠણ છે.

હુંડીની મુખ્ય ૪ રીતો નીચે મુજબ છે. કેટલા રૂપિઆ **ભરવા** એનો માંહે ને ઉપર ભાવ થઈ બે રીતો, તથા રૂા. **ભરીને** હુંડી કરાવતાં તેનો માંહે ને ઉપર થઈ બે રીતો છે.

ભાવમાં ટકા તથા આનાની રીત સમજવા સારૂ દાખલા ૮ નીચે ગણ્યા છે.

(૧) રૂા. ૬૧૫ ની હુંડી કરાવવી છે ભાવ રાા ટકા ઉપરનો છે તો કેટલા રૂા. ભરવા?

**રીત** ૬૧૫ માં ૬ સેંકડા છે તેને અઢીએ ગણતાં રૂા. **૧૫** થયા,

૧૫॥= ને બાકીના ૧૫ ને અઢીએ ગુણતાં ૩૭॥ દોકડા
૬૩૦॥= આવ્યા તેના ૦॥= મળી કુલ રૂ. ૧૫॥=વટાવ
થયો તે મેળવતાં ૬૩૦॥=ભરવા જવાબ.

(૨) રૂ. ૪૩૦ ની હુંડી કરાવવી છે. ભાવ ૦॥=ઉપરના છે તો કેટલા ભરવા?

**રીત**—૪૩૦ ના ચાર સેંકડાને દસ આને ગુણતાં ૪૦
૨॥≡ આના આવ્યા. તેના રૂ. ૨॥ અને ૩૦ ને દશે
૪૩૨॥≡ ગુણતાં ૩૦૦ બદામ આવી તેના ૩ આના
મળી રૂ ૨॥≡ થયા તે વટાવ મુદ્દલમાં મેળવતાં રૂ.
૪૩૨॥≡ ભરવા જવાબ.

(૩) ઉપર પ્રમાણે હુંડીઓ કરાવવી છે પણ ભાવ રૂ. ૯૮॥ નો છે તો કેટલા ભરવા?

| | |
|---|---|
| ૬૧૫ | **રીત**—૬×૧॥=૯ દોકડા આવ્યા. અને ૧૫× |
| | ૧॥=૨૨॥ દોકડા થયા. તે મળી રૂ. ૯ ને |
| ૯–૨૨॥ દો. | ૨૨॥ દો. મુદ્દલમાંથી બાદ કર્યા તો બાકી |
| જવાબ. ૬૦૫॥।-૨॥ | રૂ. ૬૦૫॥।—૨॥ દો. ભરવા. |

(૪) રૂ. ૪૩૦ માં ભાવ ૦॥= માંહે ગણતાં.

| | |
|---|---|
| રૂ. ૪૩૦ | **રીત**—૪×૬=૨૪ આનાનો રૂ. ૧॥ અને |
| | ૩૦×૬=૧૮૦ બદામ. ―॥। આના ને પાંચ |
| ૧॥―॥। ૫ બ. | બદામ મળી વટાવના રૂ. ૧॥―॥। ૫ બદામ |
| જ. ૪૨૮।=૨૦બદામ | બાદ કરતાં બાકી રૂ. ૪૨૮।= ૨૦ બ. ભરવા. |

ભરીને હુંડી કરાવતાં ઉપરનો ભાવ હોય તો કાચા પાકા તોલની રીતે થાયછે. ને માંહે ભાવ હોય તો વટાવનો વટાવ, તેનો વટાવ, જેમ કસર ન જતાંલગી ઉમેરાય છે.

(૫) ૫૦૦ રૂ. **ભરીને** હુંડી કરાવવી છે તો ૧૦૨ ને ભાવે કેટલાની થશે.

૪૯૦ ૦)૧૯ાા દો. ફો.
રૂ. દો. ૧૦ાાફો.
૪૯૦— ૧૯ાા ૧૦ાા
જવાબ.

૧૦
—
૯ાાપ
દો. ૨૦
—
૧૯ાા ફો.
દો. ાા અથવા ૫૦
૧૧ —
—૦ા ૩૯
૧૦ાા ૧૧

રીત—બે ટાક લેખે ૫ સેંકડા×૨=૧૦ ઓછાધારી રૂ. ૪૯૦ લીધા. તે નોવટાવ બેટકા લેખે રૂ.૯ાા ૫ દો. થયા. તે પ્રથમના રૂ.૧૦) ઓછા ધારેલામાંથી બાદ. કરતાં બાકી દો. ૨૦ વધે. તેમાંથી દો. ૧૯ાા લઇ બાકી દો. ાા ના ફોકડા ૫૦ થયા. તેમાંથી ૧૯ાા×૨=૩૯ ફોકડા બાદ કરતાં બાકી ફો. ૧૧ વધ્યા. તેના ૧૧×૨=૨૨ ૬૫ ફોકડા એટલે ૦ા ફોકડો. ૧૧માંથી બાદ કરતાં ફો ૧૦ાા થયા.

(ટકા ભાવમાં સેંકડા રૂ. નો વટાવ રૂ. ૭ દશકા સુધીના રૂ. નો વટાવ દોકડા, ને દોકડાનો વટાવ ફોકડા લેવાય છે. એટલે તેનો જવાબ રૂ. દો. ને ફોકડામાં લાવવો.)

(૬) રૂ. ૪૦૭ ભરીને હુંડી કરાવવી છે, ભાવ ૭ આના ઉપર (૧૦૦ા≈) છે તો કેટલાની થશે?

રૂ. ૪૦૫ નક્કી. ૦)≈ાા ૧૩ાા બ.
૪૦૫)≈ાા ૧૩ાા બ
માંહે રૂ. જવાબ.

વટાવ કાપવાના રૂ. ૨ અંક
—
૧ાા ૩૫ બ.
૧)≈ાા ૧૫ બ.
—
૧ાા
બ. ૧૩ાા

(આનાના ભાવમાં સેંકડા રૂ. નો વટાવ આના, દશકા સુધીના રૂ. નો બદામ, ને આનાનો વિશવાશી સુધી વટાવ કાચાપાકા તોલની રીતે ગણાય છે ને તેનો જવાબ રૂ.

આ. ૭. વિશવાશીમાં લખાય છે.

**રીત**—૪×૭=૨૮ આના ઓછા ગણવા. એટલે આશરે ૩૪૦૫) લીધા ને રૂ. ૨) પડયા રાખ્યા તેમાંથી રૂ. ૪૦૫) નો ૭ આના લેખે વટાવ રૂ ૧।।। ૩૫ બદામ બાદ કરતાં બાકી રૂ૦)≋।। ૧૫ બદામ વધી. તેમાંથી ૦)≋।। લીધા. તેનો વટાવ ૭×૩।।=૨૪।। વિશવાશી થઇ. તે ૧૫ બદામમાંથી બાદ કરતાં બાકી ૧૩।। બદામ આશરે રહી.

(૭) રૂ. ૫૦૦ ભરીને હુંડી કરાવવી છે ભાવ રૂ. ૯૮ તો કેટલાની થશે?

| | |
|---|---|
| ૫૦૦ રૂ. | **રીત** ૫×૨=૧૦રૂ.૧૦×૨=૨૦દો.૨૦×૨=૪૦ |
| ૧૦) ૨૦ દો. | ફો. ૪૦×૨=૮૦ ઉ૫ ફો. એટલે આ- |
| ૦)૪૦।। | શરે ૦।। ફો. એમ વટાવનો વટાવ ને |
| | તેનો વટાવ એ પ્રમાણે ચઢાવતાં જવું. |
| રૂ. ૫૧૦) ૨૦–૪૦।। જ. | એટલે હુંડીનો આંકડો નકી થશે. |

(૮) ૩૫૦ રૂ. ભરીને હુંડી કરાવવી છે ભાવ ૯૯।।≈ તો કેટલા ની થશે? (૬ આના વટાવ).

| | |
|---|---|
| ૩૫૦ રૂ. | **રીત**—૩।।×૬=૨૧ આના ૨૧×૬=૧૨૬ વિ- |
| ૧।–)૮ | શવાશી. એટલે આશરે ૮ બદામ થઇ. |
| ૩૫૧।–૮૭.જ. | |

## મોતીના હિસાબ ગણવાની રીત.

**સંક્ષેપરીત**—રતીનો વરગ કરી તેને ૯ આના ૨ પાઇએ ગુ- ણવાને તેને આપેલા દાણાની સંખ્યાએ ભાગવા. એ ભાગાકાર આ- પેલા દાણાના **ચવ** થશે.

| **હિસાબ ગણવાનું કોષ્ટક.** | **તોલનુ કોષ્ટક.** |
|---|---|
| ૧૬ બદામ=૧ દોકડો. | ૧૬ આના=૧ રતી |
| ૧૦૦ દો. ૧૬ આના=૧ ચવ, ટકો. | |

૧૩॥ ટકા=૧ રતી. ૨૪ રતી=૧ ટાંક.

કૃતિ—$\frac{\text{રતી}\times\text{૧૩॥}}{\text{૨}}\times\frac{\text{રતી}}{\text{દાણા}}$ બીજી રીત.

સંક્ષેપ—$\frac{\text{રતી}\times\text{૦॥}\frown\text{૨}}{\text{૧}}\times\frac{\text{રતી}}{\text{દાણા}}$ $\frac{\text{રતી ૨}\times\text{૦॥}\frown\text{૨}}{\text{દાણા}}$ (આ રીતે હિસાબ ઝટ થશે)

દા. ૧—એક દાણો તોલમાં ૬ રતી છે તેના ચવ કેટલા થશે?

| | | |
|---|---|---|
| ૬ | ચવ દો. | **સંક્ષેપરીત.—** ૬ |
| ×૧૩॥ | ૩। ૧૮॥ | ×૬ |
| ૨૪)૮૨॥(૩ | ×૬ | ૩૬ |
| ૭૨ | ૩. દો. | ૦॥⌒૨ |
| ૪॥ | ૨૦॥–૧૨॥ | ૧૮ |
| ×૧૦૦ | ચ. દો. | ૨। |
| ૨૪)૪૫૦(૧૮॥ | ૨૦॥—૧૨॥ | ૦।= |
| ૪૫૦ | જ. | ૨૦॥=૦॥ |
| ૦૦૦ | | ૧૨॥ દો. |

દા. ૨—૩ મોતીના દાણા તોલમાં ૪॥ રતી તેના ચવ.

૪॥×૪॥=૨૦।×૦॥⌒૨=૧૧।≡॥ ૧૧÷૩=૩॥⌒૨॥ પાઈ અથવા ૩॥ ચવ. ૭॥ દો. ૧ બ. જવાબ.

## ગોળ લાકડાં માપવાની કૃતિ.

(૧) પ્રથમ લાકડાની લંબાઈ ભરવી, પછી તે લાકડાની વચ્ચેનો ઘેર દોરીથી વીંટીને તે દોરીને બેવડવી. એ બેવડી દોરીને ગજ ઉપર ભરતાં જેટલા તસુ થાય તેના અર્ધનો વર્ગ કરવો. અને તેને લંબાઇના ગજે ગુણવા. આ ગુણાકાર વિસવાશી થશે. તેને ૨૦ ભાગવાથી **વસા** થશે અને વસાને ૨૦ ભાગવાથી **ગજ** થશે.

(૨) દોરીના અર્ધનો વર્ગ કરી તેને લંબાઇના ગજે ગુણતાં વી-

સવાશી આવી. તેમાંથી જમણી બાજુના બે આંકડા કાપતાં બાકી રહે તેને પાયે ગુણતાં ગજ આવે. કાપેલા આંકડાને ૨૦ ભાગતાં **વસા** ને તેથી બાકી રહે તે **વિસવાશી** થાય.

દા. ૧ લો ગોળ લાકડું ૮ ગજ લાંબું ૧૮ તસુ બેવડી દોરી છે તો તે કેટલા ગજ હશે?

૧૮+૨=૯
×૯
૮૧
×૮
૨૦)૬૪૮ વીસવાશી.
૨૦) ૩૨। ૩ વીસવાશી.
૧॥ ૨૧ વસા.

૬૪૮ માં ઉપરના બે આંકડાં (૪૮) કાપતાં બાકી ૬×૦। =૧॥ ગજને ૪૮ને ૨૦ ભાગતાં ૨। વસા ને ૩ વીસવાશી થઇ.

૧॥ ગજ. ૨। વસા. ૩ વીસવાશી જ.

દા. ૨ જો. ગોળ લાકડું ૬। ગજ લાંબુ દોરી ૧૩ તસુની

વિ. ઉવિ.ગ. વ.વિ.ઉ.વિ.

૧૩+૨=૬॥×૬॥=૪૨।×૬।=૨૬૪–૧=૦॥–૩–૪–૧ જવાબ.

## કાઠ એટલે લાકડાં માપવાની રીત.

### કોષ્ટક.

૨૦ વિસવાશી=૧ વસો.
૨૦ વસા=૧ ગજ.

આ કોષ્ટક ગોળ કે ચોખંડાં વેહેર્યા વગરનાં લાકડાં માપવામાં આવે છે. વેહેરેલાં લાકડાં માપવામાં ૨૪ તસુનો ગજ ચાલે છે.

**ચોખંડા લાકડાંની રીત**—પહોળાઇને જાડાઇના તસુને લંબાઈના ગજે ગુણીને ૨૦ ભાગતાં **ગજ** આવશે.

દા. ૧—એક પાટીઉં ૫ તસુ પોહોળું ૨॥ તસુ જાડું ને ૩ ગજ લાંબું છે તો તે કેટલા ગજ થશે?

$\frac{૫×૨॥×૩}{૨૦}=\frac{૩૭॥}{૨૦}$=૧॥। ગજ. ૨॥ તસુ જવાબ.

જાડાઇના તસુને પોહોળાઈ અને લંબાઈના ગજે ગુણવાથી ગજ આવશે.

## વેહેરેલાં લાકડાં માપવાની રીત.

પોહોળાઈના તસુને જાડાઈના તસુનો ગુણાકાર કરી તેને લંબાઈના ગજે ગુણી, ગુણાકારને ત્રણે ભાગતાં જે આવે તેટલા તસુ. પછી તેને ૨૪ ભાગતાં ગજ આવશે.

એક પાટીઉં ૮ તસુ પોળું ૪ તસુ જાડું ને ૪ ગજ લાંબું હોય તો કેટલા ગજ થશે ? ને એક ગજના રૂ. પા॥= લેખે તે પાટીઆનું શું આપવું ?

$$\frac{૮\times૪\times૪}{૨૪\times૩}=\frac{૧૬}{૯}=$$ ૧॥ ગજ. ૦। તસુ, ગજના રૂ. પા॥=

ગજરૂ. ગજ. તસુ. રૂ. આ. પાઈ.

પા॥=×૧॥। ०।=૯॥।–૦–૨। જવાબ.

ફૂટથી લાકડાં માપવાં હોય તો પહોળાઇના ઈંચને જાડાઇના ઈંચે ગુણી, તેને લંબાઇના ફૂટે ગુણવા. તેને ૧૨ ભાગતાં પાકા ઇચ થશે ને તેને ૧૨ ભાગવાથી ફૂટ આવશે. એક પાટીઉં ૯ ઈંચ પો. ૧। ઈંચ જાડું ને ૪ ફુટ લાંબુ છે તેનું માપ તથા ૧ ફુટના રૂ ૧॥ પ્રમાણે તેની શી કિંમત ?

$$\frac{૯\times૧।\times૪}{૧૨}=\frac{૪૫}{૧૨}=$$ ૩॥। કાપાઈ ૭॥ આના જવાબ.

એક ફુટનો રૂ ૧॥ એટલે દર ઈંચના ૨ આના લેખે ૨×૩॥।=૭॥ આના જવાબ.



# જાહેર ખબર.

સર્વ સુશિક્ષકોને વિનંતી કરવામાં આવે છે કે આ નોટ સંબંધી સર્વ કામકાજ નિચેના શિરનામે લખવું. સિવાય **મગનલાલ ઝવેરચંદ** કૃત ત્રીજા અને ચોથા ધોરણની નોટ સંબંધી પણ મને લખવાથી ખુલાસો મળી શકશે. માટે જેઓ સાહેબને ત્રીજા, ચોથા કે પાંચમા ધોરણની નોટો જોઈતી હોય તેમણે મને જણાવવા કૃપા કરવી.

ત્રીજા, ચોથા અને પાંચમા ધોરણની નોટમાં તે ધોરણમાં ચાલતા તમામ વિષયોનો સમાવેશ કરેલો છે. ઘણા શિક્ષકોએ એ નોટ પસંદ કરી સામટી નકલો ખરીદેલી છે, જેથી ઉપરા ઉપરી નવીન આવૃત્તિયો બહાર પડતી જાય છે, તેજ તેના ઉપયોગીપણાની ખાત્રી છે કિંમત ત્રીજા ધોરણની નોટના ચાર આના ચોથા ધોરણની નોટના અને પાંચમા ધોરણની નોટના છ આના. સામટી નકલ રાખનારને સારૂં કમીશન આપવામાં આવશે.

**અમીચંદ ભીમજી પારેખ.**

**લીંબડી—કાઠિયાવાડ.**